૨ સુયડાંગ, નંદિ, અનુયોગદ્વારાદિ સૂત્રોમાં દ્રવ્યાદિકનું પ્રાધાન્ય હોવાથી દ્રવ્યાનુયોગ નામથી કહેવાય છે.

૩ જ્ઞાનાધર્મકથા અને ઉત્તરાધ્યયનાદિ સૂત્રો-કથાનુયોગ કહેવાય છે.

૪ સૂર્યપન્નતિ, ચંદ્રપન્નતિ આદિકસૂત્રો—ગણિતાનુયોગથી કથન કરવામાં આવ્યાં છે.

આ ચારે અનુયોગમાં પ્રધાનપણે વ્યાખ્યા હોવાથી તેના જુદાં જુદાં નામ સ્થાપિત કરવામાં આવ્યાં છે. તે તમામનો સમાવેશ જૈનસાહિત્ય શબ્દમાં કરી શકાય છે. આવા પ્રકારનો જૈન સાહિત્યનો ફેલાવો કરવાથી ઘણા જીવો તેનો લાભ લઇ શકે અને કેટલાક તેનો મધ્યસ્થ દૃષ્ટિથી સ્વીકાર કરી સ્વઆત્મકલ્યાણ કરવા માટે પણ કટીબદ્ધ થાય, તેમાં જરા પણ સંશય રાખવા જેવું નથી.કારણ કે ગમે તે દર્શનવાળા હો, પરંતુ જે મધ્યસ્થ દૃષ્ટિથી દેખનારા છે, તેને કોઇ પણ દર્શન ઉપર અભિનિવેશ હોતો નથી. તેઓ અપક્ષપાતવાળા હોવાથી તત્ત્વના ગવેષક હોય છે અને તત્ત્વના ગવેષક હોવાથી તેઓનો મનરૂપી બાલ વૃષભ, નિપુણ અર્થનો નિશ્ચય કરનાર તત્ત્વજ્ઞાનરૂપી દુધ આપનાર ગાયની પછવાડેજ દોડે છે. વળી કહ્યું પણ છે કે—

स्वागमं रागमात्रेण द्वेषमात्रात् परागमं ।
न श्रयामस्त्यजामो वा किन्तु मध्यस्थया दृशा ॥ १ ॥

મધ્યસ્થ જીવો રાગ માત્રથીજ આ મારો આગમ સાચો માટે હું સ્વીકાર કરૂં, તેમ કરતા નથી. તેવીજ રીતે દ્વેષ બુદ્ધિથી પરાગમને છોડતા નથી. પરંતુ મધ્યસ્થ દૃષ્ટિવડે કરી તત્ત્વાતત્ત્વ, ગમ્યાગમ્ય, પેયાપેય, હિતાહિતનો બાહોશ વીચાર કરીને જ જે શુદ્ધ અને નિર્દોષ પૂર્વ પશ્ચાત્ બાધા રહિત જેમાં આત્મકલ્યાણની મર્યાદાઓ જાહોજલાલી કરી રહી હોય, જે આગમનું શ્રવણ કરતાં પણ રોમરોમ આનંદની લેહેરો ઉછળતી હોય, તેવાજ આગમોનો સ્વીકાર કરના ભાગ્યશાળી થાય છે. પરંતુ અમારા પૂર્વજો જે રસ્તે ચાલ્યા તે છોડીને હવે અમારે નવીન માર્ગ શામાટે ગ્રહણ કરવો ? બાપા દાદા કરી ગયા તેમ કરવું. એવી રીતે ગાડરીયા પ્રવાહની માફક અંધ પરંપરા ચલાવીને અજ્ઞાનરૂપી અંધ કુપમાં પડતા જ નથી. જેથી સાચાને સાચુ ગ્રહણ કરી શીઘ્ર સ્વયમેવ આત્મકલ્યાણ કરી શકે છે. જેથી આ સમેલનમાં જૈન અથવા જૈનેતર ગમે તે હો, પરંતુ તેઓનો ઉત્સાહ અમારા વીચાર પ્રમાણે અમો તો પ્રાયઃ હિતકર સમજીએ છીએ. કારણ જે જીન કેતાં-કેવલી તીર્થંકર-સર્વજ્ઞ તેનાં વચનામૃત તેનેજ જૈનસાહિત્યનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, ત્યારે સર્વજ્ઞનાં વચનામૃતો ભવ્ય જીવોની હૃદયભૂમિકામાં પ્રસાર પામી, લાખ્ખો બલ્કે કરોડો કલ્યાણના જુદા જુદા અંકુરો પ્રગટ થાય,તેમાં જરાપણ અતિશયોક્તિ નથી.ત્યારે હવે જિન કોને કહેવા?

તે બાબત પણ સામાન્ય રીતે પ્રગટ કરવી જોઇએ. રાગાદિ શત્રુઓ જે અનાદિ કાળથી સંસારી જીવોને ચાર ગતિમાં ભમાડી અનેક પ્રકારની વિડંબના પમાડી રહ્યા છે, તેને સર્વથા જીતવાથી જીન કહેવાય છે. આદિ શબ્દથી દ્વેષ, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંચ્છા, કામ, મિથ્યાત્વ, અજ્ઞાન, નિદ્રા, અવ્રત, દાનાંતરાય, લાભાંતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય, વીર્યાંતરાય, આ પ્રકારના અઢારે દોષો જેઓએ સમુલથી દૂર કર્યા છે, તેને જીન કહેવાય છે. અપરનામથી મહાદેવ, શંકર, બ્રહ્મા, જગદીશ્વર ઇત્યાદિકથી પણ બોલવામાં કોઇ જાતની હરકત નથી. પરંતુ પૂર્વોક્ત અઢાર દોષો જેઓને ક્ષય થયા નથી, તેઓને **જીન અથવા મહાદેવ** કેવી રીતે કહી શકાય? અને દોષયુકતને પણ મહત્ત્વનો ઉલ્લેખ કરવામાં આવે તો નીચે બતાવેલ યુક્તિથી ઘણા દોષો આવી પડે છે. કહ્યું છે કે—

कामानुपक्तस्य रिपुप्रहारिणः प्रपश्चिनोनुग्रहशापकारिणः।
सामान्यपुंवर्गसमानधर्मिणो महत्त्वक्लृप्तौ सकलस्य तद्भवेत् ॥१॥

કામ યાને રતિક્રિડામાં આશકત અને શત્રુનો નાશ કરનાર અને પ્રપંચની રચના કરનાર તથા અનુગ્રહ અને શાપ દેનાર અર્થાત્ કોઇ ઉપર ખુશી થઇ તેને રાજ્ય આપવું, દ્વેષ કરી શાપ દઇ ભસ્મ કરવો ઇત્યાદિક દુષણવાલો પુરૂષ સામાન્ય પુરૂષ વર્ગના સમાન ધર્મિવાળો હોવાથી તેઓને મહત્ત્વપણાની રચના કરવામાં આવે તો સકલજન સમાજને મહત્ત્વ થઇ શકે. કારણ કે ઉપર બતાવેલ વિશેષણોમાં કોઇને કાંઇ તો બીજાને તેથી બીજું મળી શકે છે. જેથી તમામને મહત્ત્વપણાની પ્રાપ્તિ થઇ કહેવાય તેમ થતું નથી. જેથી ઉપર બતાવેલ દૂષણરહિતનેજ જીન, મહાદેવ કહી શકાય છે. આ પ્રકારે તમામ દોષો જેઓના નાશ થયા છે અને નાશ થયાથી જેઓને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું છે અને કેવળજ્ઞાન વડે કરી લોકાલોકના પદાર્થો જેણે એક સમયની અંદર પણ આત્મ સાક્ષાત્ કર્યા છે, તેવા જીનેશ્વરોનાં વચનો ઉપર જરૂર આપણને પુરણ વિશ્વાસ રહી શકે છે. કારણ કે પુરૂષનો વિશ્વાસ હોય તો જ તેઓના વચનનો વિશ્વાસ હોઇ શકે, અને વચનનો વિશ્વાસ હોય ત્યારે જ તેઓને સાંભળવાની, ગ્રહણ કરવાની, મધ્યસ્થ સાક્ષરોની પ્રવૃત્તિ થઇ શકે. સર્વજ્ઞના વચનામૃતરૂપી મહાસાગરને જૈન સાહિત્ય કહેવાનો જ્યારે નિશ્ચય કર્યો, ત્યારે હવે વીચાર કરો કે તેની કેટલી બધી ઉત્તમત્તા રહેલી છે? તે ઉત્તમતાનું હું તો આ ઠેકાણે શું વર્ણન કરી શકું? પરંતુ વાચસ્પતિ પણ તેની ઉત્તમતાનું વર્ણન કરવાને શકિતમાન નથી. અર્થાત્ વાણીથી અગોચર છે. જીવાદિ અતિન્દ્રિય પદાર્થોનું જ્ઞાન એટલું બધું ગંભીર છે કે, તેને સર્વજ્ઞ અને સર્વજ્ઞના સિદ્ધાંતને છોડીને કોઇપણ કથન કરવાને શકિતમાન નથી. શાસ્ત્રમાં કહ્યુ છે જે—

जीवाण गइ, कम्माण परिणइ, पुग्गलाण परियट्टं ।
मुत्तूण जिणं जिणवरमयं च कोजाणिउं तरइ? ॥१॥

જીવોની ગતી એક ગતીથી બીજી ગતીમાં ગમન તથા કર્મોની પરિણુતિ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુઃ નામકર્મ, ગોત્ર, અંતરાય તેઓની જુદા જુદા રૂપે પરિણુતી અર્થાત્ અમુક સમયમાં આ જીવે અમુક કર્મ બાંધ્યુ, ઇત્યાદિ તથા પુદ્ગલોનું પરાવર્તન એટલે જુદાં જુદાં રૂપે બનવાં. કોઇ વખત મનુષ્યના શરીરરૂપ, કોઇ વખત ભસ્મરૂપ, કોઇ વખત વિચિત્ર ઘાટરૂપ ઇત્યાદિક જુદા જુદા પ્રકારે પરિણમવું વિગેરે. જીવને છોડી અથવા જીનેશ્વરના કથિત આગમને છોડી, કોણ જાણવાને શકિતમાન્ થઇ શકે ? અર્થાત્ અમે જો મધ્યસ્થ દૃષ્ટિથી વીચારીએ તો એમજ કહીએ કે, તે શિવાય કોઇ પણ કથન કરવાને શકિતમાન નથી. જૈન સાહિત્યમાં જીવ તથા કર્મનું સ્વરૂપ સ્પષ્ટ રીતે વર્ણન કરેલ છે, તેની નોંધ સામાન્ય રીતે લખું છું.

જીવ અને કર્મ તે બંનેનો સંયોગ ખીર–નીર પેરે અનાદિ છે. કર્મ જડ પદાર્થ છે, જીવ ચૈતન્ય ગુણુવાળો છે. અનંત પુદ્ગલ પરમાણુઓ મળી કર્મ યોગ્ય વર્ગણા થાય છે. તે આત્માની સાથ અનાદિકાળથી લાગેલ છે. જેમ જેમ જીવ ભોગવે છે, તેમ તેમ છુટી થતી જાય છે; અને પાછી નવી બંધાય છે.

એકવારનું બાંધેલ કર્મ સદાકાળ પહોંચતું નથી. જીવના જેવા જેવા પરણામ થાય છે, તેવાં તેવાં કર્મ બંધાય છે. એવી રીતે ઘટમાળા ચાલ્યા કરે છે. જેમ ચીકાસવાલા પદાર્થને રજ લાગે છે, તેમ જીવને રાગ દ્વેષની પરિણુતીરૂપ ચીકાસના યોગે કર્મના પુદ્ગલો આવીને વળગે છે, તે વખતે બંધ થાય છે. પછી જયારે શુભાશુભ ઉદય આવે છે, ત્યારે તેનાં ફળ શુભાશુભ ભોગવે છે. જેથી કોઇ વખત રાજા કોઇ વખત રંક, કોઇ વખત દેવતા, કોઇ વખત નારકી, ધની, નિર્ધનિ, શેઠ, નોકર ઇત્યાદીક જગતની વિચિત્રતા દેખવામાં આવે છે. કોઇ કહેશે જે જીવને કર્મ લાગ્યાં તે દેખાતાં નથી, તો શાથી જાણવું જે કર્મ લાગ્યાં તે બાબતમાં જાણવું કે જેમ શીતાદિ પુદ્ગલો આપણા શરીરે સ્પર્શ કરે છે, તે આપણે દેખી શકતા નથી, છતાં નિશ્ચય કરીયે છીયે; કે આ શીતસ્પર્શ–આ ઉષ્ણ સ્પર્શ, તેવીજ રીતે કર્મ દેખાતાં નથી, છતાં તેનો ઉદય આવ્યાબાદ પૂર્વોક્ત જગત્‌ની વિચિત્રતા દીઠામાં આવે છે. તેથી નિશ્ચય થાય છે કે આ શુભાશુભ કર્મનાં ફળ છે. કેવલી તો સાક્ષાત્ દેખે છે. આપણે અનુમાનથી ઉપર બતાવ્યા પ્રમાણે ચોક્કસ કરી શકીયે છીયે; આ પ્રમાણે અનાદિ કાળથી જીવ અને કર્મનો સંયોગ અને તેથી થતી જગત્ વિચિત્રતા ઘટમાળાની માફક ચાલી જ રહી છે.

. અહીં કોઇ કહેશે કે–આત્માના ચૈતન્ય ગુણુને કર્મરૂપી જે જડ પદાર્થ તે કેવી રીતે આચ્છાદન કરી શકે ? તો તે બાબતમાં જાણવું જોઇએ કે જ્ઞાન (બુદ્ધિ) અરૂપી છતાં મદીરા પાન કરનારાને જ્યારે મદીરાનો કેફ ચડે છે, ત્યારે બુદ્ધિ નષ્ટ થઇ જાય છે. નહી બોલવાનાં વચનો બોલે છે. જ્યારે મદીરાનો કેફ ઉતરે છે, ત્યારે જેવી હતી તેવી ઠેકાણે આવે છે. તેજ પ્રમાણે કર્મરૂપી મદીરાનો કેફ ચડવાથી આત્માનો જ્ઞા-

નાદિ ગુણ અવરાઇ જાય છે. જેમ સોનુ', મણિ, માણેક, હીરા વિગેરે ઉપર મેલને સમૂહ લાગવાથી તેનું સ્વરૂપ દેખાતું નથી, તેવીજ રીતે આત્મા ઉપર કર્મરૂપી મેલ લાગવાથી આત્માનું જે શુદ્ધ સ્વરૂપ સચ્ચિદાનંદમય છે તે દેખાતું નથી. જ્યારે સુવર્ણાદિને બરાબર પુર્ણ રીતે અગ્નિનો સંયોગ લાગે છે, ત્યારે પોતાના શુદ્ધ સ્વરૂપને ધારણ કરે છે, તેજ પ્રમાણે આત્માને પણ તપરૂપી અગ્નિ લાગવાથી કર્મરૂપી મેલ દગ્ધ થતાં શુદ્ધ સ્વરૂપ રૂપી અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખાદિ કે જે અનાદિકાળથી આચ્છાદિત થયેલા ગુણો રહેલા છે તે પ્રગટ થાય છે. પછી કોઈ દીવસ દુઃખનો અંશ લેશમાત્ર પણ પ્રાપ્ત થતો નથી. કારણજે કેવળજ્ઞાન પામેલા કેવળજ્ઞાની સ્વ આયુઃપુરણ કરી, સિદ્ધમાં (મોક્ષમા) બીરાજમાન થાય છે, કે જ્યાથી ફરીને જન્મ લેવાનો નથી. અરૂપી, અચ્છેદિ, અભેદી, અણાહારી પદને પામ્યા પછી કોઇ દીવસ દુઃખાદિનો લેશ પણ તેઓને નથી. જ્યાં જન્મ મરણ છે, ત્યાં દુઃખાદિ હોય છે. જ્યાં જન્મ મરણનો નાશ થયો તે તો અપૂર્વ સુખમાં ગુપ્ત રહ્યા છે. જેથી સદાકાળ નીરંતર આત્મ સ્વરૂપમાંજ રમણતા કરનારા છે. આ પ્રમાણે જીવ તથા કર્મનું સ્વરૂપ અને કર્મથી વિમુકત થવાથી જીવનો અપૂર્વ ગુણો વીગેરે લેશ માત્રથી બતાવ્યા. બાકી તેનું વિશેષ સ્વરૂપ જૈન સાહિત્યમાં રહેલા કર્મગ્રન્થ, કમ્મપયડી, પંચસંગ્રહ વિગેરે ગ્રન્થોમાં ઘણુજ વીસ્તારથી વર્ણન કર્યું છે. અમો છેવટમાં અંતઃકરણથી એજ ઇચ્છીએ છીએ કે આવા પ્રકારની જૈન સાહિત્યની ઉત્તમતાને બરાબર દેખી, તેનો વીચાર કરી, તેમાં રહેલા તત્વના ગવેષક બની દરેક જીવો સ્વાત્મકલ્યાણ કરવા ભાગ્યશાળી બનો અને વારંવાર જૈન સાહિત્યરૂપી સુધારસનું પાન કરો. એટલીજ અમો પ્રાર્થના કરી વીરમીએ છીએ.

ૐ શાન્તિ.





# જૈન સાહિત્યમાં કર્મ સંબંધી ગ્રન્થોનો વિસ્તાર.

(લેખકઃ-શેઠ કુંવરજી આણંદજી, ભાવનગર.)

ઘણા વખતથી હૃદયમાં એવી ઇચ્છા રહ્યા કરતી હતી કે જૈન સાહિત્યના શોધને માટે, શુદ્ધિને માટે, વૃદ્ધિને માટે, ઉત્તેજનને માટે, નિવારણને માટે તેમજ સંસ્કરણને માટે સંમેલનના રૂપમાં જૈનવર્ગના વિદ્વાન અથવા વિદ્યાવિલાસી ગણાતા શ્રાવક વર્ગે એકત્ર મળવાની જરૂર છે, અને તે પ્રસંગે સ્થાન એવું રાખવું જોઇએ કે જ્યાં વિદ્વાન મુનિ મહારાજાઓનો સમુદાય પણ હોય. આ ઈચ્છાને અનેક સુજ્ઞ બંધુઓ તરફથી તે વિચારને પુષ્ટિઆપવારૂપ અથવા સંમતિ દર્શાવવારૂપ જળ સિંચન થતું હતું. અને તેથી તે ઇચ્છારૂપી વૃક્ષવૃદ્ધિ પામ્યા કરતું હતું. એવા સમયમાં સોજતમાં એવું સમેલન કરવાના ખબર મળતાં આનંદ ઉત્પન્ન થયો અને બની શકે તો થોડો પણ તેમાં ભાગ લેવા ઇચ્છા થઈ.

આ પ્રસંગે જણાવવાની આવશ્યકતા છે કે–જૈન વર્ગ વ્યવહારિક કેળવણીમાં પણ જોઇએ તેવો આગળ વધેલો નથી, અને ધાર્મિક શાસ્ત્રોનો અભ્યાસ કરીને તેના વિદ્વાન અથવા સાક્ષર કહેવાય તેવા શ્રાવક વર્ગમાં તો બહુ અલ્પ છે, અથવા બીલકુલ નથી એમ કહું તો પણ ચાલી શકે તેમ છે. મુનિવર્ગમાંથી જો કે એવા વિદ્વાનોની સંખ્યા ઉપલબ્ધ થાય તેમ છે. પરંતુ તે બધા કોઇ કારણને પામીને એકત્ર થાય અને જૈન સાહિત્યને અંગે જરૂરના વિચારો કરે એ વખત તરતમાં પ્રાપ્ત થાય, એવો સંભવ જણાતો નથી. એટલે એવા વિદ્વાન મુનિ મહારાજાઓની એકત્રતા થાય. ત્યાં સુધી બેસી રહેવા કરતાં એ દિશામાં કાંઇપણ પ્રયત્ન કરવો એ યોગ્ય છે; એમ જણાય છે. અને તેને માટે વિદ્વાન કે સાક્ષર હો કિંવા ન હો પણ વિદ્યાવિલાસી હોય, જૈન શાસ્ત્રોપર અંતઃકરણનો પ્રેમ હોય, અને તેના ઓછાવત્તા પણ અભ્યાસી હોય, વધારે અભ્યાસ કરવાની ઉત્કંઠાવાળા હોય, તેઓ એકત્ર મળે, અને જૈન સાહિત્યના સંબંધમાં પર્યાલોચના કરે એ આવશ્યક અને ઉપયુક્ત લાગે છે.

સાહિત્ય શબ્દ સંસ્કૃતમાં કાવ્યાદિના ગ્રન્થો માટે વાપરવામાં આવે છે. પરંતુ આ સંમેલનને જૈન સાહિત્ય સંમેલન કહેવામાં આવ્યું છે, તેમાં જૈન સાહિત્ય શબ્દે જૈનધર્મના તમામ પ્રકારના શાસ્ત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે. સિદ્ધાંતો,

પંચાંગી, ગ્રંથો, પ્રકરણો, કાવ્યો, ચરિત્રો, વ્યાકરણો, કોષો, ન્યાયગ્રંથો, અન્ય અન્ય વિષયોના ગ્રંથો, બાળાવબોધો, ટબાઓ, ગુજરાતી મારવાડી કે હિંદી ભાષામાં લખેલી વાર્તાઓ, રાસો અને બીજા નાના મોટા ભાષામાં લખેલા પદ્યાત્મક સ્તવન, સઝાય પદાદિ એ સર્વનો જૈન સાહિત્યની અંદર સમાવેશ કરવામાં આવ્યો છે.

જૈન સાહિત્યને અંગે શું શું કરવા યોગ્ય છે, તે પણ અત્ર બતાવવાની આવશ્યકતા જણાય છે.

૧ લખેલા પુસ્તકોના દરેક ભંડારો જાહેરમાં લાવવા.

૨ એવા ભંડારોનો વિનાશ થતો અટકાવવો.

૩ દરેક ભંડારોની એક સરખી ટીપ તૈયાર કરાવવી.

૪ દરેક જાતિના ગ્રન્થો કે શાસ્ત્રો ક્યાં ક્યાં છે? કેવી સ્થિતિમાં છે? તે જાણવા માટે જૈન ગ્રન્થાવળી જેવી ગ્રન્થાવળી છપાવીને પ્રસિદ્ધ કરવી.

૫ પરસ્પરના વિશ્વાસથી દરેક ગ્રન્થોનો લાભ કોઇપણ સુજ્ઞ વ્યકિત લઇ શકે તેવા નિયમો કરવા.

૬ જે જે ગ્રન્થો છપાય તે જેમ બને તેમ વિશુદ્ધ છપાય તેવી પ્રેરણા, વ્યવસ્થા, ગોઠવણ કરવી.

૭ અશુદ્ધ અથવા વિપરીત છપાતા ગ્રન્થોને અટકાવવા. અથવા છપાયા બાદ પણ તેને તેવા રૂપમાં જાહેર કરવા.

૮ નવા છપાતાને છપાયેલા ગ્રન્થો વિગેરેનું સમાલોચન કરી, તેને તેના ખરા સ્વરૂપમાં જાહેરમાં મુકે તેવું એક મંડળ સ્થાપવું.

૯ છપાયેલાને છપાતા દરેક ગ્રન્થો લભ્ય થાય, તેવી સારી લાઇબ્રેરીઓ સ્થાપવાની યોજના કરવી.

૧૦ સ્વ બુદ્ધિથી નવા લખાઇને છપાતા લેખો વિગેરેની ઉપર કોઇ પણ પ્રકારનો અંકુશ મુકવો, કે જેથી શાસ્ત્ર વિરૂદ્ધ લેખ પ્રકટ ન થાય.

૧૧ જૈન સમુદાયની અંદર પરસ્પર વિરોધ ઉત્પન્ન કરે, તેવા લેખો વિગેરે ન લખવા માટે અંકુશ મુકવા પ્રયત્ન કરવો.

ઈત્યાદિ અનેક બાબતો સંબંધી વિચાર આવા સાહિત્ય સંમેલને એકત્ર મળીને કરવાના છે. અને તે સંબંધી ઠરાવો પણ કરવાના છે. આ તમામ બાબતોમાં પ્રથમ સંપવૃદ્ધિની આવશ્યકતા છે, અને પરસ્પરના સત્કાર્ય તરફ મિષ્ટ દૃષ્ટિની જરૂર છે. જ્યાંસુધી આપણામાંથી ઇર્ષા દૂર થશે નહિં, ત્યાંસુધી આપણે કોઇ પણ કાર્યમાં પૂર્ણ ફતેહમંદ થવાના નથી.

ઉપર જણાવેલા દરેક કાર્યમાં સર્વ કાર્ય કરતાં અગ્ર કાર્ય આપણા પૂર્વ પુરૂષો આપી ગયેલા છે, તે વારસો સંભાળી રાખવાનું છે. આપણા લખેલા પુસ્ત-

કોના ભંડારો કે જે વિદ્વાન મનુષ્યોને ભોગ પડતા નથી, અને બેઇંદ્રી કે તેઇંદ્રી જીવોને ભોગ પડે છે. શરદીમાં તરબોળ થઇ વિનાશ પામી જાય છે. તેના નિવારણની અત્યંત આવશ્યકતા છે. એ આપણો અમૂલ્ય વારસો છે. એની કીંમત કોઇ પ્રકારે આંકી શકાય તેમ નથી તેથી આપણે સુપુત્ર થઇને વડીલની દોલતમાં વૃદ્ધિ કરીએ એવા થવું તો દૂર રહ્યું, પણ જે આપી ગયેલ છે, જેમાંથી ઘણું તો વિનાશ પામી ગયું છે, છતાં તેમાંથી જે કાંઇ જુજ બચેલું છે, તેનું રક્ષણ કરવાની જરૂર છે–અત્યંત જરૂર છે. જો એમાંથી વિનાશ થવાનું હજુ પણ શરૂ રહેશે તો પછી કાળાંતરે આપણે શ્રીમંત ગણાઇએ છીએ, તે દરિદ્રીની ઉપમાને પાત્ર બનશું, અને સુપુત્ર કે પુત્ર કહેવાવાને બદલે કુપુત્ર કહેવાશું.

જેઓને આ વસ્તુની કિંમત નથી, અથવા જેઓ તેનું રક્ષણ કેમ થાય, તે સમજતા નથી, તેની દયા ખાઇને તેને સીધે રસ્તે લાવવાની આપણી ફરજ છે. આ બાબતમા વધારે ન લખતાં તે હકીકત સુજ્ઞોના લક્ષમાં લાવવા જેટલું જ કહીને હવે હું મારા મૂળ વિષય ઉપર આવું છું.

સંમેલન તરફથી જૈન સાહિત્યને અંગે કોઇપણ વિષય ઉપર લેખ લખી મોકલવાનું નિમંત્રણ થયું, તે વખતે વિચાર કરતાં સર્વત્ર કર્મનું જ ચિત્ર દૃષ્ટિગોચર થતાં તેને અંગે જૈન સાહિત્યમાં કયા કયા ગ્રંથો છે, અને તેમાં શું શું વિષય દાખલ કરેલ છે, તે સંબંધી આજસુધી મારા જાણવામાં જે કાંઇ આવેલ છે, તે લખી મોકલવા ઇચ્છા થઇ, અને તે ઉપરથી મથાળે લખેલા નામનો એક ટુંકો લેખ લખી મોકલવાનું મેં સ્વીકાર્યું. સદરહુ લેખ લખતાં પ્રારંભમાં પ્રસંગને અનુસરતું કાંઇક પ્રબળ ઇચ્છાના વેગને આધીન થઇને લખ્યું છે. હવે મારે લખવાના લેખની શરૂઆત કરવા ધારૂં છું.

જૈનદર્શન એ છએ દર્શનમાં મુખ્ય દર્શન છે. એ દર્શન સર્વજ્ઞ પ્રણિત છે. એનાં સિદ્ધાંતો પરસ્પર વિરોધ વિનાના અને સ્યાદ્વાદ શૈલીથી લખાયેલા છે. જૈનદર્શનમા પૂર્વે અનેક વિદ્વાન આચાર્યો થઇ ગયા છે. અને તેમણે સંખ્યાબંધ ગ્રન્થો લખેલા છે. કાળના ક્રમથી દબાઇ–ચંપાઇને તેનો ઘણો મોટો ભાગ તો વિનાશ પામી ગયો છે. શ્રી હરિભદ્રસૂરિ મહારાજાના ૧૪૪૪ ગ્રન્થો, શ્રી ઉમાસ્વાતિ વાચકના ૫૦૦ ગ્રન્થો, કળિકાળ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યના સાડાત્રણ ક્રોડ શ્લોકો અને છેલ્લા છેલ્લા થયેલા શ્રી યશોવિજયજી ઉપાધ્યાયના કરેલા ન્યાયના ૧૦૦ ગ્રન્થો, રહસ્ય શબ્દાંકિત ૧૦૦ ગ્રન્થો અને અન્ય ગ્રન્થો, આ સિવાય બીજા સંખ્યાબંધ આચાર્યોના રચેલા સંખ્યાબંધ ગ્રન્થો, તેમાંથી અત્યારે ઘણો જ થોડો ભાગ દૃષ્ટિગોચર થાય છે. ઘણો વિભાગ વિનાશ પામી ગયો છે. પરંતુ જેટલો રહ્યો છે, તેટલો પણ આધુનિક સમયના મનુષ્યોને માટે ઘણો છે. તેટલાનો સંપૂર્ણ તો શું પણ તેમાંના એક વિષય પરત્વેના ગ્રન્થોનો પણ પૂરો અભ્યાસ થવો મુશ્કેલ છે. જીંદગી ટુંકી અને અભ્યાસ કરાવનારના સંયોગની ખામી. એ પણ એના પ્રબળ કારણો છે.

જૈન દર્શનનાં ગ્રન્થો ચાર અનુયોગમાં વહેંચાયેલા છે. દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ધર્મકથાનુયોગ, ને ચરણકરણાનુયોગ, કર્મ સંબંધી ગ્રન્થોનો સમાવેશ દ્રવ્યાનુયોગમાં થઇ શકે છે. જો કે તેમાં પ્રસંગે પ્રસંગે ગણિતાનુયોગની પણ ઘણી જરૂર પડે છે. સંખ્યાતા, અસંખ્યાતા ને અનંતાનું સ્વરૂપ કર્મગ્રન્થના અભ્યાસીને જાણવું જ જોઇએ છીએ. તેમજ પલ્યોપમ, સાગરોપમાદિ જેનો કાળમાં સમાવેશ છતાં તેને માટે પણ ગણિતની જરૂર પડે છે. તે વિષયનો કર્મગ્રન્થની અંદર સમાવેશ કરવામાં આવ્યો છે. ચારે અનુયોગ તદ્દન છુટા તો પડી જ શકતા નથી. કારણકે ચરણકરણાનુયોગમાં જોડાવા માટે જ કર્મગ્રન્થના પરિજ્ઞાનની જરૂર હોવાથી પ્રસંગે તેનો પણ સમાવેશ થાય છે. જુદી જુદી કર્મ પ્રકૃતિના ઉદયાગત ફળને ભોગવનારા દૃષ્ટાંતો તેની સિદ્ધિમાં બહુજ ઉપયોગી થઇ પડે છે. તેથી પ્રસંગે તેની પણ આવશ્યકતા છે.

દ્રવ્યાનુયોગમાં ષડ્દ્રવ્યના સ્વરૂપનો સમાવેશ છે. કર્મગ્રંથની અંદર છ દ્રવ્ય પૈકીના મુખ્ય બે દ્રવ્ય–જીવ અને પુદ્ગળનું સ્વરૂપ વર્ણવેલું છે. બાકીના ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, ને કાળ એ ચાર દ્રવ્યનું સ્વરૂપ પણ ઘણું ઓછું છે–તેના સ્વરૂપનો વિશેષ વિસ્તાર નથી. કારણકે તેમાં પ્રાયે ફેરફાર થતો નથી. જીવ અને પુદ્ગળ એ દ્રવ્ય તો મોટી ઉથલપાથલવાળા ને મોટી ઉથલપાથલ કરનારા હોવાથી તેમના સ્વરૂપનો વિસ્તાર બહોળો છે, તે બન્ને અચિંત્ય શક્તિવાળા છે.

પુદ્ગળ દ્રવ્યની વર્ગણા આઠ પ્રકારની છે. તે આઠે પ્રકારનો ઉપયોગ કર્મગ્રંથમાં જરૂરનો છે. પાંચ શરીરઆશ્રી પાંચ વર્ગણા ને ભાષાવર્ગણા શ્વાસોશ્વાસ વર્ગણા ને મનોવર્ગણા તે આઠ પ્રકારની વર્ગણાઓ છે. એ બધાનો નામકર્મની અંદર સમાવેશ થઇ શકે છે. અહીં મુખ્યતા કાર્મણ વર્ગણાની છે. વર્ગણાઓનું સ્વરૂપ કર્મ સંબંધી ગ્રંથોની અંદર બહુ સારી રીતે વિસ્તારથી આપવામાં આવેલું છે.

જીવના ભેદ અને કર્મને લઇને થતું તેનું વિચિત્ર સ્વરૂપ, તેજ કર્મ સંબંધી ગ્રંથોમાં ચિત્રેલું છે. જીવને કર્મ એ બન્ને અનાદિ સંબંધવાળા છે. તેમનો મેળાપ ક્ષીરનીરની જેવો, અગ્નિને લોહપિંડની જેવો. તેમજ કવચિત દુધ ને શર્કરા જેવો છે. જીવના સર્વ ભેદ પ્રભેદોનો સમાવેશ કર્મ સંબંધી ગ્રંથોમાં કરવામાં આવેલો છે. કારણકે તેને આધારે જ કર્મનું બહુ માન છે, તેના વિના છુટી પડેલી કાર્મણ વર્ગણા કાંઇ કીંમતી નથી. જીવના આધારે જ તે પોતાનું બળ બતાવી શકે છે. પોતાનું પરાક્રમ ફોરવી શકે છે અને પોતે જીવની આકર્ષણ કરેલી આવી હોય છે, છતાં એટલો બધી સત્તા જમાવી બેઠી છે કે તે જેમ નચાવે તેમ જીવ નાચે છે. આ બધો તેને મળેલા જીવના આશ્રયનો જ પ્રતાપ છે. તે શિવાય

તે જગતમાં આટલી પ્રસિદ્ધિ પામી શકે તેમ નહોતું. તેણે પોતાના આશ્રયસ્થાનને ખરેખરૂં દીપાવ્યું છે–શોભાવ્યું છે અને જગજાહેર કર્યું છે.

કર્મ સંબંધી વર્ણન તો ભગવતિજી, પન્નવણાદિ અનેક સૂત્રોમાં તેમજ મોટા મોટા અનેક ગ્રંથોમાં અને નવ તત્ત્વાદિ પ્રકરણોની વૃત્તિમાં પ્રસંગે પ્રસંગે આવેલું છે. પ્રવચનસારોદ્ધાર, લોકપ્રકાશાદિ ગ્રંથોમાં તેનું વર્ણન આવે છે. પરંતુ અહીં તો ખાસ જેની અંદર કર્મ સંબંધી જ વર્ણન આપેલું છે, તેવા, પ્રસિદ્ધિમાં આવેલા, શ્વેતાંબરીય ગ્રંથોનો વિસ્તાર બતાવેલો છે. દિગંબર આમ્નાયમાં પણ ગોમટસાર વિગેરે ગ્રંથોમાં કર્મ સંબંધી વર્ણન સારૂં આપેલું છે. પરંતુ તે સંબંધી પૂરતી માહિતી ન હોવાથી અહીં તેના ગ્રંથો બતાવવામાં આવ્યા નથી.

શ્વેતામ્બર આમ્નાયમાં કર્મ સંબંધી મુખ્ય ગ્રંથો નીચે પ્રમાણે છે.

૧ કર્મ પ્રકૃતિ.
૨ પંચ સંગ્રહ.
૩ પ્રાચીન પાંચ કર્મગ્રંથ–તથા સાર્ધશતક નામે કર્મગ્રંથ.
૪ નવ્ય પાંચ કર્મગ્રંથ.
૫ સપ્તતિકા (સત્તરી) કર્મગ્રંથ (છઠ્ઠા કર્મગ્રંથ તરીકે ઓળખાય છે તે. )
૬ સંસ્કૃત ૪ કર્મગ્રંથ.

આ શિવાય નાના નાના પ્રકરણો નિચે પ્રમાણે છે.

૧ કર્માદિ વિચાર સાર.
૨ કર્મસ્તવ વિચાર.
૩ કર્મ સંવેધ પ્રકરણ.
૪ કર્મ સંવેધ ભંગ પ્રકરણ.
૫ કર્મ સ્તવન.
૬ કર્મ વિપાક કુલક. ઇત્યાદિ.

અહીં ઉપર જણાવેલા મુખ્ય ૬ ગ્રંથો સંબંધી વર્ણન આપવાનું દુરસ્ત ધાર્યું છે. તેના કર્ત્તા, તેની ઉપર ભાષ્યચૂર્ણિ ટીકા વિગેરે શું શું થયેલું છે તે, અને તેની અંદર કયા ક્રમથી કર્મનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે–તે ટુંકામાં આ નીચે બતાવ્યું છે.

૧ કર્મ પ્રકૃતિ–કે જે કેમ્મપયડીના માગધી નામથી પ્રસિદ્ધ છે. તેના કર્ત્તા શ્રી શિવશર્મસૂરિ છે, તેઓ કયારે થઈ ગયા, તે જાણવામાં નથી. એ ગ્રંથ ઘણો પ્રાચીન છે. તેની ઉપર ચૂર્ણિ, ટીપનક અને બે વૃત્તિઓ થયેલી છે. મૂળની માગધી ગાથાઓ ૪૭૫ છે. ચૂર્ણિ પૂર્વાચાર્ય પ્રણિત છે. તેમણે પોતાનું નામ બતાવ્યું નથી. ટિપનક શ્રી મુનિચંદ્રસૂરિએ કરેલ છે. ટીકા શ્રી મલયગિરિજી મહારાજે

૮૦૦૦ શ્લોક પ્રમાણ રચી છે. તે શ્રી જૈનધર્મ પ્રસારક સભા તરફથી છપાઇને ઝ વેરી દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડ તરફથી બહાર પડેલી છે. બીજી ટીકા શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે તેના કરતાં કાંઇક મોટી બનાવી છે, તે ટીકા પણ છપાવવાનો પ્રયત્ન ચાલે છે.

આ ગ્રંથની અંદર કર્મ સંબંધી બંધન, સંક્રમણ, ઉદ્વર્ત્તન, અપવર્ત્તન, ઉદીરણા, ઉપશમના નિધત્તિ ને નિકાચના એ આઠ કરણ અને ઉદય તથા સત્તા મળીને દશદ્વારનું વર્ણન ઘણું સ્પષ્ટ આપવામાં આવેલું છે. આ ગ્રંથ બીજા અગ્રાયણી પૂર્વમાંથી ઉદ્ધરેલો છે.

૨ **પંચસંગ્રહ**—આ ગ્રંથ શ્રી ચંદ્રર્ષિ મહત્તર મહારાજનો બનાવેલો છે. તેનું મૂળ માગધી ગાથાબંધ છે. તેની ઉપર એક લઘુવૃત્તિ તેમણે પોતેજ બનાવી છે. અને બીજી મોટી ટીકા શ્રી મલયગિરિ મહારાજે સુમારે ૧૯૦૦૦ શ્લોક પ્રમાણ રચેલી છે. ઉપરાંત એક દીપક જિનેશ્વરસૂરિના શિષ્ય વાપદેવ મુનિએ રચેલું છે. તે ૨૫૦૦ શ્લોક પ્રમાણ છે. શ્રી મલયગિરિજીવાળી ટીકા પંડિત હીરાલાલ હંસરાજે જામનગરમાં છાપી છે. ને તેની કીંમત રૂ. ૩૦) રાખી છે. તેણે વેચવાની સગવડને માટે તેના ચાર વિભાગો પાડ્યા છે. તેમાં ત્રીજો ચોથો વિભાગ તો ઉદીરણાનું પ્રકરણ ચાલતાં મધ્યમાંથી પાડેલો છે.

આ ગ્રંથનું નામ **પંચસંગ્રહ** બે કારણોથી પાડવામાં આવ્યું છે. એકતો તેની અંદર શતક, સપ્તતિકા, કષાય પ્રાભૃત, સત્કર્મ અને કર્મપ્રકૃતિ આ પાંચ ગ્રંથોનો સમાવેશ કરવામાં આવેલો હોવાથી પાડેલું છે અને બીજું એ ગ્રંથમાં યોગ ઉપયોગમાર્ગણા, બંધક, બદ્ધવ્ય, બંધ હેતુને બંધ વિધિ આ પાંચ પ્રકરણો અથવા અર્થાધિકાર સમાવેલા હોવાથી પાડવામાં આવ્યું છે.

પાંચ ગ્રંથો પૈકી **શતક** તે પ્રાચીન પાંચમો કર્મગ્રંથ છે. કે જે કર્મપ્રકૃતિના કર્તા શિવશર્મસૂરિ મહારાજનો જ કરેલો છે. સપ્તતિકા ઉર્ફે સત્તરી તે પંચસંગ્રહના કર્ત્તા ચંદ્રર્ષિ મહત્તરનો પોતાનો જ બનાવેલો છે. અને તે અત્યારે છઠ્ઠા કર્મગ્રંથ તરીકે પ્રસિદ્ધ છે. **કષાયપ્રાભૃત ને સત્કર્મ** કે જે ગ્રંથોમાં કષાયોનું સ્વરૂપ અને સત્તાગત કર્મનું સ્વરૂપ બતાવવામાં આવેલું હોવું જોઇએ, એમ તેના નામ ઉપરથી અનુમાન થાય છે. પરંતુ તે ગ્રંથો અત્યારે ઉપલબ્ધ નથી. તેથી ચોક્કસ કહી શકાતું નથી. તે ગ્રંથો કોઇ પ્રાચીન ભંડારોમાંથી મળી શકવા સંભવ છે પાંચમો કર્મપ્રકૃતિ ગ્રંથ ઉપર બતાવેલો શ્રી શિવશર્મસૂરિ મહારાજનો કરેલો છે. આ પાંચે ગ્રંથનો સમાવેશ પંચસંગ્રહની અંદર કરેલો છે.

પાંચ અર્થાધિકાર પૈકી પ્રથમ યોગોપયોગ માર્ગણામાં જીવસ્થાન, ગુણસ્થાન અને માર્ગણાસ્થાને યોગ ઉપયોગ બતાવવામાં આવ્યા છે. અને માર્ગણાસ્થાને

ચોથો ષડશીતિ નામનો કર્મગ્રંથ—૮૬ ગાથા પ્રમાણ શ્રી જિનવલ્લભસૂરિનો કરેલો છે. તેનું બીજું નામ આગમિક વસ્તુ વિચાર સાર છે. તેની ઉપર ભાષ્ય થયેલી છે. વૃત્તિઓ ચાર શ્રી હરિભદ્રસૂરિ, શ્રી વામદેવસૂરિ, શ્રી મલયગિરિજી અને શ્રી યશોદેવસૂરિની કરેલી છે. વિવરણ શ્રી મેરૂવાચકનું કરેલું છે. અને અવચૂરિ તથા ઉદ્ધાર થયેલ છે, પણ તેના કર્ત્તાના નામ ઉપલબ્ધ નથી. મલયગિરિજીવાળી વૃત્તિ સહજ ઉપલબ્ધ છે.

પાંચમો શતક નામનો કર્મગ્રંથ શ્રી શિવશર્મસૂરિ મહારાજ કર્મપ્રકૃતિના કર્ત્તાનેજ કરેલો છે. ગાથા ૧૧૧ છે. તેનાપર ભાષ્ય ને ચૂર્ણિ થયેલો છે. પરંતુ તેના કર્ત્તાના નામ ઉપલબ્ધ નથી. વૃત્તિ મલધારી હેમચંદ્રસૂરિની કરેલી ટીપ્પન શ્રી ઉદયપ્રભસૂરિનું કરેલું અને અવચૂરિ શ્રી ગુણરત્નસૂરિની કરેલી છે.

આ પાંચ ઉપરાંત એક સૂક્ષ્મવિચાર સારોદ્ધાર સાર્ધશતક નામનો ગ્રંથ છે. આ ગ્રંથમાં અધિકારતો શતક કર્મગ્રંથને અનુસરતો જ છે. પરંતુ ગાથાની સંખ્યા વધારે હોવાથી અને શતક સાથે એક થઇ ન જાય, તેટલા માટે તેનું નામ સાર્ધશતક રાખવામાં આવ્યું છે. એના કર્ત્તા શ્રી જિનવલ્લભસૂરિ છે, પરંતુ તે ખરતર ગચ્છી નથી અને ચોથા કર્મગ્રંથના કર્ત્તા જિનવલ્લભ ને આ એક જ જણાય છે. આ કર્મગ્રંથની ઉપર ભાષ્ય થએલી છે. ચૂર્ણિ શ્રી મુનિચંદ્રસૂરિની કરેલી છે. ટીકાઓ ત્રણ શ્રી હરિભદ્રસૂરિ, શ્રી ધનેશ્વરસૂરિ ને શ્રી ચક્રેશ્વરસૂરિની કરેલી છે. ટીપ્પનક પણ થયેલ છે. પરંતુ તેના કર્ત્તાનું નામ ઉપલબ્ધ નથી.

આ સાર્ધશતક ગ્રંથ શ્રી ધનેશ્વર સૂરિની ટીકા સાથે શ્રી જૈનધર્મ પ્રસારક સભા તરફથી હાલમાં છપાય છે. અને પ્રાચીન-૪ કર્મગ્રંથ ટીકા સાથે છપાવવાનો પ્રયત્ન શ્રી આત્માનંદ સભા તરફથી શરૂ છે.

૪ નવ્ય પાંચ કર્મગ્રંથ—આ પાંચે શ્રી દેવેંદ્રસૂરિ મહારાજાના રચેલા છે. તેના નામ પ્રાચીન કર્મગ્રંથ પ્રમાણે જ છે. અને તેની ઉપર તેમની સ્વોપજ્ઞ વૃત્તિ છે. વૃત્તિનું પ્રમાણ દશ હજાર શ્લોક લગભગ છે. આ પાંચ, ને હવેપછી લખાશે તે છઠ્ઠો કર્મગ્રંથ તથા સંસ્કૃત ૪ કર્મગ્રંથ ટીકા સહિત શ્રી ભાવનગર જૈનધર્મ પ્રસારક સભા તરફથી છપાઇને બહાર પડેલા છે. સંસ્કૃત કર્મગ્રંથ ઉપર ટીકા નથી. આ પાંચે કર્મગ્રંથ ઉપર સ્વોપજ્ઞ વૃત્તિ રચેલી છે, છતાં કોઇ પણ કારણથી ત્રીજા કર્મગ્રંથ ઉપરની ટીકા ઉપલબ્ધ થતી નથી. તે ગુમ થઇ જવાથી સ્થાન શૂન્ય ન રહેવા માટે કોઇ આચાર્યે અવચૂરી બનાવીને તે સ્થળે દાખલ કરી દીધી છે. અને તેવો પ્રગટ ઉલ્લેખ પણ કરેલો છે. કર્ત્તાએ પોતાનું નામ આપ્યું નથી. આ પાંચે કર્મગ્રંથની વૃત્તિ કયા ક્રમે બનાવી હશે. તે ચોક્કસ થઇ શકતું નથી. કારણ કે તેમાં પ્રથમના ગ્રંથોમાં પાછળના ગ્રંથોની ટીકાની સાક્ષીઓ આપેલી છે. આ પાંચે કર્મગ્રંથ ઉપર બે અવ-

ચૂરિઓ બનેલી છે. એક શ્રી મુનિશેખરસૂરિની રચેલી છે, ને બીજી શ્રી ગુણરત્નસૂરિની રચેલી છે. બીજા કર્મગ્રંથ ઉપરથી કર્મસ્તવ વીવરણ નામનું જુદું પ્રકરણ શ્રી કસ્તુરસંયમ ઉપાધ્યાયે રચેલું છે. આ કર્મગ્રંથની પ્રવૃત્તિ બહુ વિશેષે પ્રચલિત છે. તેના કર્ત્તાએ ટીકા બહુ સરલ બનાવી છે. તેઓ તેરમાં સૈકામા વિધમાન હતા. કારણુ કે સંવત ૧૩૨૯માં તેઓ સ્વર્ગવાસી થએલા છે.

૫ સત્તરી અથવા સપ્તતિકા નામે કર્મગ્રંથ કે જે હાલ છઠ્ઠા કર્મગ્રંથ તરીકે પ્રસિદ્ધિમાં છે. પરંતુ તે પાંચ નવ્ય કર્મગ્રંથ કરતાં ઘણો પ્રાચીન છે. તેના કર્ત્તા શ્રી ચંદ્રર્ષિ મહત્તર છે, કે જેઓ પંચસંગ્રહના પણ કર્ત્તા છે. તેમણે આ કર્મગ્રંથ ઉપર સ્વોપજ્ઞ વૃતિ પણ રચી છે. ભાષ્ય શ્રી અભયદેવસૂરિએ રચી છે. ચૂર્ણિ રચાયેલ છે પણ તેના કર્ત્તાનું નામ ઉપલબ્ધ નથી. સ્વોપજ્ઞ ઉપરાંત બીજી બે વૃત્તિ શ્રીમલયગિરિજી તથા મુનિશેખર સૂરિજીકૃત છે. તેમાંની મલયગિરિજીની વૃત્તિ વિશેષ ઉપલબ્ધ હોવાથી પ્રચલીત છે. ટિપનક ખરતર ગચ્છી રામદેવસૂરિએ રચ્યું છે. અને અવચૂરિ શ્રી ગુણરત્નસૂરિએ રચી છે; કે જેમણે નવ્ય પાચ કર્મગ્રથ ઉપર પણ અવચૂરિ રચેલી છે. આ ગ્રંથમાં બંધ-ઉદયને સત્તા સ્થાનકો બતાવીને તેના સંવેધ દર્શાવેલા છે. કૃતિ મહાચમત્કારી અને અદ્‌ભુત છે.

આ કર્મગ્રંથ બીજા અગ્રાયણી પૂર્વની પાંચમી વસ્તુ માંહેના વીશ પ્રાભૃતમાં ચોથો કર્મપ્રકૃતિ નામે પ્રાભૃત છે. જેના ૨૪ અનુયોગદ્વાર છે, તેમાંથી ઉદ્ધરેલ છે. કર્મપ્રકૃતિ ગ્રંથ શ્રી શિવશર્મસૂરિ મહરાજે પણ આ પ્રાભૃતમાંથી જ ઉદ્ધરેલ છે. કોઇ આઠમા કર્મ પ્રવાદ પૂર્વમાંથી તે ઉદ્ધરેલ છે એમ કહે છે. પણ તે માત્ર નામને અંગે કરેલી કલ્પના છે. અને અમે લખેલ છે તે તો ટીકાકારે કરેલા ઉલ્લેખ ઉપરથી લખેલ છે. કર્મપ્રવાદ પૂર્વમાં તો આખા પૂર્વમા કર્મની જ હકીકત હોવાનો સંભવ છે. પરંતુ અત્યારે તો પૂર્વ કે તેમાંથી ઉદ્ધરેલ ગ્રંથ કાઇ પણ લભ્ય ન હોવાથી તે વિષે કાંઇ લખી શકાતું નથી. આ સપ્તતિકા કર્મગ્રંથમા બંધ, ઉદય, સત્તા સ્થાનના સંવેધ અને તેના ભંગ બતાવ્યા પછી અાતે ઉપશમશ્રેણી તથા ક્ષપકશ્રેણીનું સ્વરૂપ બતાવેલું છે.

પાંચ નવ્ય કર્મગ્રંથ પૈકી પહેલાની ગાથા ૬૧ છે. તેમાં કર્મપ્રકૃતિના નામો ને તેના સ્વરૂપની વ્યાખ્યા છે. બીજા કર્મ ગ્રથની ગાથા ૩૫ છે. તેમા ચૌદ ગુણ ઠાણે બંધ ઉદય ઉદીરણાને સત્તામા કેટલી કેટલી કર્મપ્રકૃતિઓ હોય તે બતાવેલ છે. ત્રીજા કર્મગ્રંથની ગાથા ૨૫ છે. તેમાં ગત્યાદિ મૂળ માર્ગણા ૧૪ ને ઉત્તર માર્ગણા ૬૨ માં કેટલા કેટલા ગુણઠાણા હોય ને તે તે ગુણઠાણે બંધમાં કેટલી કેટલી પ્રકૃતિઓ હોય તે બતાવેલું છે. ચોથા કર્મગ્રંથની ગાથા, નામ પ્રમાણે ૮૬, જોઇએ પણ ત્રણ ગાથા ક્ષેપક ભળવાથી હાલ ૮૯ ગાથા છે. તેમાં જીવસ્થાન, ગુણસ્થાન,

માર્ગણાસ્થાન, ઉપયોગ, યોગ, લેશ્યા, બંધ, અલ્પ બહુત્વ, ભાવ, સંખ્યાતા, અસંખ્યાતા ને અનંતાનું સ્વરૂપ, એમ બાર દ્વાર છે. પાંચમા કર્મગ્રંથની ગાથા નામ પ્રમાણે સો જ છે. તેનું નામ લઘુશતક રાખેલું છે. તેમાં કર્મપ્રકૃતિના ૧૬ પ્રકાર, ચાર પ્રકારની બંધ વિધિ, ચાર પ્રકારે બંધના સ્વામી અને ઉપશમ શ્રેણી તથા ક્ષપકશ્રેણીનું સ્વરૂપ એમ ૨૬ દ્વાર છે. આ લઘુ શતક કમ્મપયડી, પંચસંગ્રહ તથા વૃહત્ શતકાદિ ગ્રંથોમાંથી ઉદ્ધરીને બનાવ્યો છે. છઠ્ઠા કર્મગ્રંથની નામ પ્રમાણે ગાથા ૭૦ જોઇએ. તેમાં ભાષ્યની ગાથાઓ ભેળવીને ૮૯ કર્યાનો લેખ છે. ઉપરાંત ૪ ગાથાઓ બીજી ભળવાથી હાલ ૯૩ ગાથાઓ બાળાવબોધમાં છે. ટીકાંમાં તો ૭૫ ગાથાઓ છે. આ કર્મગ્રંથમાં શું શું અધીકાર છે–તે ઉપર જણાવેલ છે.

૬ સંસ્કૃત ચાર કર્મ ગ્રંથ આગમિક જયતિલક સૂરિએ રચેલા છે. તેની અંદર નવ્ય પાંચે કર્મગ્રંથનો સમાવેશ કરેલો છે.

પહેલો પ્રકૃતિ વિચ્છેદ નામે ગ્રંથ ૧૩૯ શ્લોક પ્રમાણ છે. તેમાં પહેલા અને બીજા કર્મ ગ્રંથનો સમાવેશ છે. બીજો સૂક્ષ્માર્થ સંગ્રહ નામે ગ્રંથ ૨૦૨ શ્લોક પ્રમાણ છે. તેમાં ચોથા કર્મગ્રંથનો સમાવેશ છે. ત્રીજો પ્રકૃતિ સ્વરૂપ નિરૂપણ નામે ગ્રંથ ૧૮૧ શ્લોક પ્રમાણ છે. તેમાં પાંચમા કર્મ ગ્રંથનો સમાવેશ છે. અને ચોથો બંધ સ્વામિત્વ નામનો ગ્રંથ ૪૭ શ્લોક પ્રમાણે છે. તેમાં ત્રીજા કર્મ ગ્રંથનો સમાવેશ છે. આ પ્રમાણે ક્રમ ફેરવવાનું કારણ સમજી શકાતું નથી. કુલ શ્લોક સંખ્યા ૫૬૯ ની છે. ને તે મૂળ પાત્ર શ્રી જૈનધર્મ પ્રસારક સભા તરફથી ૭ કર્મ ગ્રંથની ટીકાની પછી છપાવેલો છે. શ્લોક બધા અનુષ્ટુપ્ છે.

ઉપર પ્રમાણે મુખ્ય ૭ અને પેટા વિભાગ ગણીએ તો ૧૮ ગ્રંથોનું મૂળ ભાષ્ય, ચૂર્ણિ, વૃત્તિ, અવચૂરિ, દીપક, ઉદ્ધાર, વિવરણ વિગેરેનું પ્રમાણ સવાલાખ શ્લોક લગભગ થવા જાય છે. કર્મ સંબંધી વિવરણ જૈનદર્શનમા એટલું બધું સૂક્ષ્મ પ્રકારનું બતાવેલું છે, કે જેના અંશ જેટલું પણ અન્યદર્શનમાં બતાવેલું નથી. કર્મ સંબંધી વિચાર એવો સૂક્ષ્મ અને બહોળો તેમજ ગંભીર છે, કે તેને માટે જૈન શાસ્ત્રો અપ્રતિમપણું ધરાવે છે. જ્યાંસુધી જૈનોનું તત્વજ્ઞાન અને કર્મ સંબંધી ફીલોસોફી અન્યદર્શનીઓના વાંચવામાં આવેલ નથી, ત્યાં સુધી તેના મહત્વની તેને જેમ ખબર નથી તેમજ એ વિષયમાં ચંચુપાત નહીં કરેલા જૈન બંધુઓને પણ તેના મહત્વની ખબર પડતી નથી. આ વિષય એટલો બધો રસિક છે, કે તેનો જેને રસ લાગે તેને તે રસ અપૂર્વ જણાય છે, પરંતુ જ્યાં સુધી તેનો રસ લાગતો નથી, ત્યાં સુધી તે તદ્દન શુષ્ક જણાય છે. આ વિષયમાં પ્રવેશ કર્યા પછી અને તેમાં રસ પડયા પછી સર્વત્ર જ્યાં દષ્ટિ નાખે ત્યાં, કર્મનું ચિત્ર જ દષ્ટિગોચર થાય છે. તે વિના બીજું ચિત્ર જ દેખાતું નથી.

કર્મ સંબંધી વિષયમાં ૬૨ માર્ગણા વિગેરેને અંગે અનેક પ્રકારના ભંગો

થાય છે. તેના યંત્રો જુદા જુદા અનેક પ્રકારના લખેલા પુસ્તકોના સંગ્રહોમાં મોજુદ છે. તેવો સંગ્રહ પણ છપાવીને પ્રસિદ્ધ કરવા લાયક છે—હાલમાં એ સંબંધમાં કાંઈક પ્રયત્ન ચાલે છે. તેનું ફળ થોડા વખતમાં બહાર આવવા સંભવ છે.

આપણી જૈન કોન્ફરન્સ ગત વર્ષમાં મુલતાન ખાતે મળી હતી. તેની અંદર તે પ્રદેશ દૂર હોવાને કારણે તેમજ શીતરૂતુ હોવાને કારણે આ તરફથી કોઈ પણ ગૃહસ્થે ભાગ લીધો નહોતો. ચાલુ વર્ષમા હજુ તેને માટે કાંઇ હીલચાલ જણાતી નથી. ઘણા સુજ્ઞ ભાઈઓનો વિચાર માત્ર કેળવણી કોન્ફરન્સ મેળવવાનો બહુ વખતથી જણાય છે. તો આ સાહિત્ય સંમેલન તે કેળવણીનું જ એક અંગ છે. અને કેળવણી કોન્ફરન્સ મળે તો સાહિત્ય સમેલનનો પણ તેમાં સમાવેશ થઈ શકે તેમ છે, સબબ આ સમેલનમાં કેળવણીના હિમાયતી સુજ્ઞોએ અવશ્ય આવવાની આવશ્યકતા છે જો આપણું સાહિત્ય સારી સ્થિતિમાં હશે, વૃદ્ધિ પામતું હશે, અને ઘટતું નહીં હોય તો આપણી ઉન્નતિ અવશ્ય થશે, એમ માનવું. કોમનું હિત ઇચ્છનારા બંધુઓએ આવા સંમેલનોમાં આવીને તેનો પ્રવાહ ખરે રસ્તે વહેવરાવવાની જરૂર છે. આ સંબંધમાં વિશેષ ન લખતા જૈન સાહિત્ય સંમેલનની ફતેહ ઇચ્છીને આ ટૂંકો લેખ સમાપ્ત કરવામાં આવે છે.





# જૈન સાહિત્યની ખીલવણી કયા માર્ગે થઇ શકે?



( લેખક–શેઠ દેવચંદ દામજી કુંડલાકર. )

સમ્પાદક–'જૈન' ભાવનગર.

સાહિત્ય–એ બુદ્ધિગમ્ય વિષયની વિશાળ સંજ્ઞા છે, સર્વ જીવાયોનિમાં મનુષ્ય જે બુદ્ધિબળવડે શ્રેષ્ઠતા ભોગવે છે, તેજ બુદ્ધિબળની પ્રસાદી એ સાહિત્ય કહી શકાય. અને તેથી સાહિત્યની ખીલવણી એ ખરૂં કહીએ તો મનુષ્યની ઉત્કૃષ્ટ સ્થિતિનું સ્થાન છે.

બુદ્ધિને વિચારના વિશાળ પ્રદેશમાં સ્ફુરાવવાનું કામ કવિનું છે; કેમકે તેમને જે કાવ્ય ઘટનાનું કામ કરવાનું છે, તે કાવ્ય રચના તૈયાર કરતાં કાવ્યના હેતુની અસર વાંચનારના હૃદય ઉપર સચ્ચોટ થવા માટે તેમણે કાવ્યની કૃતિના આરંભમાં જે વિષય અથવા હેતુ પરત્વે કાવ્યઘટના કરવાની હોય, તે વિષયના સ્વરૂપમાં તદાકાર થવું જોઇએ છીએ. અને તેથીજ કાવ્ય એ કોઇપણ વિષયને અસરકારક અને સ્ફુટ ઠસાવવાને ભાષાનું ઉત્કૃષ્ટ હથિયાર છે, કે જે ઉપરથી કવિતાને સાહિત્યનો વિશાળ પ્રદેશ યાને અગ્ર ભાગ કલ્પી સંસ્કૃત ગિરામાં સાહિત્યનો અર્થ કાવ્ય કરવામાં આવ્યો છે, અગર જો કે વસ્તુતઃ તે ગદ્ય કે પદ્ય; કોઇપણ ધોરણે, કોઇપણ ભાષાના, કોઇપણ વિષયની ઉત્કૃષ્ટ સંકલના તે જ સાહિત્ય છે.

ખુશિ થવા જેવું છે કે–આવી વિશાળ ભાવનાની સિદ્ધિ અર્થે અને જૈન સાહિત્યની ખીલવણી માટે જૈન સાહિત્યના અપરિસિમ પ્રદેશના સ્વરૂપને પ્રકાશમાં લાવવા જૈન પુત્રોએ જાગૃત થવાની જરૂર લાંબા વખતથી જોવાતી હતી; એટલુંજ નહિ પણ સાહિત્ય સંશોધન અને સાહિત્ય પ્રકાશ માટેનો યત્ન જુદી જુદી કેટલીક ઉપસ્થિત થયેલી સંસ્થાઓ અને વ્યક્તિઓ તરફથી પોતપોતાથી બની શકતો સુગે મોંએ શરૂ હતો, ને તેવા યત્નના પરિણામે **ભાવનગરના** શ્રી જૈનધર્મ પ્રસારક સભા–આત્માનંદ સભા–**બનારસની** શ્રી યશોવિજયજી પાઠશાળા–**મુંબઇનું**. શ્રી જૈન જ્ઞાન પ્રસારક મંડળ–તથા શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડ–તેમજ **પાલીતાણા** શ્રી જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગ–તથા **મહેશાણા** શ્રી જૈન શ્રેયસ્કર મંડળ–અને તેવા જુદા જુદા ખાતાએ દ્દઢવાથી જે યત્ન શરૂ રાખેલ છે, તેના પરિણામે જૈન પ્રજામા સાહિત્યના ઉદ્ધાર માટે અલ્પાંશે પણ આર્થિક મદદ આપવાનું શરૂ થયું છે, ને ક્રમે ક્રમે તે કાર્ય અમુક બંધારણથી થવાની જરૂર હતી તેના માટે

થવા જોઈતા તેવા સાહિત્યસેવકોના સંમેલનની જરૂરને આ પ્રસંગે પાર પડેલી જોઇને અપૂર્વ આનંદ સર્વ કોઇને થાય તે નિર્વિવાદ છે.

વિશેષ ખુશિ થવા જેવું એ છે કે, મરૂ ભુમિમાં જૈન સાહિત્યનાં કેટલાંક પ્રકરણો જન્મ પામ્યાં છે. અને ખાસ કરીને સોજતમાં જ પૂર્વાચાર્યોએ ચાતુર્માસ કરી, રાસાઓની ઘટના કરી છે. તેજ સ્થળમાંથી આ સંમેલનનું ચ્યવન કલ્યાણક થવા પામ્યું છે. અને પાટસ્થળમાં પ્રસુતિ પ્રસંગે જૈન સાહિત્યના મહાન ઉપાસક શ્રીમદ્ ગુરૂવર્ય યશોવિજયજી મહારાજના સાહિત્યસિદ્ધિ ક્ષેત્રમાંથી પ્રકાશીત થયેલ આચાર્ય શ્રી વિજયધર્મસુરિ મહારાજના હસ્તે પ્રથમ કળસાધિભીનિવેશન થવા પામેલ છે, અને વળી તે પ્રાથમિક પ્રસંગે વિદેશમાં અને વિજાતીમાં વિચરવા છતાં વિવેકથી જૈન સાહિત્ય માટે સંશોધન કરતા ડા.-હર્મનજેકોબી તથા હિંદની જૈન સાહિત્ય સંશોધક સંસ્થાઓના કાર્યવાહકોની હાજરીનો અલભ્ય લાભ પ્રાપ્ત થયેલો છે. આ સર્વે સાનુકુળ સંજોગોથી આપણે આશા રાખી શકીશું કે સાહિત્ય સમેલનની આ યોજના નિયમીત શરૂ રહી પ્રતિદિન વિશેષ ફળવતી થવા પામશે.

જૈનસાહિત્ય કેટલું વિશાળ છે, તે માટેની કલ્પના જૈન પુત્રો પૈકી પણ હજારે બલકે લાખે એકના મગજમાં ચોક્કસ નથી, તો પછી અન્ય પ્રજા તેના વિશાળ સ્વરૂપને ક્યાથી જ કલ્પી શકે? કેમકે જ્યાં સુધી જૈન સાહિત્યના ઉત્કૃર્ષને માટે જૈન પ્રજા જ ભગિરથ પ્રયત્ન ન કરે, ત્યાંસુધી તેનાથી અજ્ઞાત સંશોધકો આવા વિશાળ ક્ષેત્રને ગેરઈન્સાફ આપે, તેમાં તેવા સંશોધકો કરતાં આપણે વધારે દોષને પાત્ર હતા, પરંતુ હવે આ પ્રયત્નથી તેવા સંશોધકોને તે તરફ લક્ષ ખેચવા સ્વાભાવિક ફરજ આવી પડે તે બનવા જોગ છે.

જૈન સાહિત્યનું ભંડોળ જૈનપ્રજા માટે એટલું બધું વિશાળ છે, કે તેના એકેક અંગનો વિચાર કરતાં વર્ષો જોઇએ, વ્યવહારિક, નૈતિક, કે ધાર્મિક કોઈપણું હકીકત તપાસશું તો તેમા સમાયેલ ગાભિર્ય, અને તાત્વીક સ્વરૂપ પરત્વે ચંચુ પ્રવેશ કરવાને પણ આપણે ક્વચિત જ શક્તિવાન થઈશું.

આવા અનેક વિષયો પૈકી કોઇ કોઇને માટે આપણે આ સંમેલનમાં નિબધો રજુ થયેલા જોઇએ છીયે. વળી આપણને વિચાર કરવાનો જે અવકાશ છે, તે તરફ જોઉં છું ત્યારે કલ્પના થાય છે કે આપણે એક પણ વિષયને માટે સંપૂર્ણ વિચાર કરી શકીએ તેમ નથી, તો પણ એકાદ બે વિષય હાથમાં લઇ તેના ગાંભિર્ય માટે કંઇ કહેવા યત્ન કરીશ તો અસ્થાને તો નહિજ ગણી શકાય તેમ માનું છું.

પ્રથમ યોગ તરફ નજર કરીએ તો યોગ્યના વિષયને ગુણસ્થાનકના ક્રમ સાથે આરોહિત કરી, કેટલો વિશાળ ચર્ચવામાં આવ્યો છે, તે યોગના ગંભિર વિષયનું ગુણ-

સ્થાનકના સ્વરૂપમાં ચર્ચેલું સ્વરૂપ જોવાથી જ જાણી શકાય. જૈન પ્રજાના લક્ષમાં પણ નહિ હોય તેવી રીતે નિત્યકર્મમાં બાર અતિચારનું સ્વરૂપ બોલાય છે તે પણ યોગનું અંગ છે, મન વચન અને શરિરના સામાન્ય અને વિશેષ પ્રકારે અપરિમિત ગમનનો અટકાવ અને માનસિક શુદ્ધિના માર્ગનું નિરિક્ષણ એ યોગની સીડી છે. નવતત્વના સ્વરૂપની સંકળના તે પણ યોગ છે વ્યવહારમાં પ્રવર્તતિ તપશ્ચર્યા એ પણ યોગ છે. યોગના વિષયને શરીર બળ સાથે ઘટાવતાં યોગ સાધ્ય ક્રિયાઓ વૈદકિય વિચારોને અવલંબીને જ તૈયાર કરવામાં આવી હોય તેવી જોવાતી યોજનાઓ અને નિયમોનો જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે જ તેની મહાન અને ગહન સંકલના માટે ખ્યાલ આવી શકે છે.

વ્યવહાર દ્રષ્ટિથી ન્યાય, અને તર્કના ગ્રંથો પણ આપણા સાહિત્યમાંથી વિસરી જવામાં આવ્યા નથી.

એ તો નિર્વિવાદ છે કે કળાકૌશલ્યની કિમ્મત ચિતારો એક પીછીની ટાંકથી જેવા કિમતી ભાવો રજુ કરી બતાવે છે,તેવા બલ્કે કોટીગણા ઓછા ભાવ પણ સેંકડો રંગરેજના કુંડેથી ઉદ્ભવી શકે નહિ. તથા એક શીલ્પશાસ્ત્રી ઈમારતને લગતી ઘટના તથા હાજતો ને અનુકુળ રીતે હુબહુ પોતાના મગજથી કલ્પી તૈયાર કરી શકે તેવી પદ્ધતિસર સંકલના સેંકડો મજુરોના શ્રમથી ઉત્પન્ન થઇ શકે નહિ. તે પ્રમાણે આપણા પૂર્વ પુરૂષોએ કળાકૌશલ્યના ચિતારા અથવા તો શીલ્પશાસ્ત્રીના બુદ્ધિના દૃષ્ટાંતિક બળે જે અગમ્ય અને અલભ્ય સાહિત્ય તૈયાર કરેલ છે,તેના સ્વરૂપને જ શમજી શકિયે તો પુરતું છે.

આપણે સામાન્ય રીતે જોઇએ છીએ કે બાળકને જન્મથી જ અનુકરણ કરવાનો સ્વભાવ છે. પહેરવેશ, વર્તન, બોલી, રીતભાત, ખોરાક અને ક્રિયા વગેરે દરેકમાં જોશો તો નકલ એ જ મોટા સમુદાયની અક્કલ છે. નીતિના સૂત્રો–કથરતાં બાળકો પાસે ન આવવા પામે તો બાકી જોવાતાં–અનુભવાતાં સુત્રો તરફ તેનું મન પ્રેરાય તે સ્વાભાવિક છે અને તેથી વર્તનની ઊચ્ચતા અને જીવનની સરલતા માટે પણ ઉમદા સાહિત્યનો અવકાશ વિશેષ જરૂરનો છે.

જૈન સાહિત્યનો વિષય એટલો બધો વિશાળ છે કે જેના પુસ્તકો લખવામાં અસાધારણ પ્રમાણમાં શાહીના ઉપયોગથી ફક્ત વલ્લભીપુરમાં જ સાહિત્ય લેખન થવા પામ્યું હતું, તેમ ઇતિહાસ સાક્ષી પૂરે છે. અને તેવા અસંખ્ય પ્રમાણમાં વારસા છતાં જો આપણે તે અંધારામાં જ પડી રહેલા જોઇ બેસી રહીએ તો પછી તેમાં આપણા જ દુર્ભાગ્ય સિવાય કોને દોષ દઇ શકાય ?

પ્રથમ જણાવ્યું તેમ જૈન કથાનુયોગ વાંચતાં પણ અનેક નવિન કલ્પનાઓ અને સાહિત્યની પ્રાચિનતા સમજી શકાય છે. ચંદ રાજાનાં માતા વીરમતી તેના વડ સાથે વટવૃક્ષ ઉપર બેસી તેને ઉરાડીને સેંકડો ગાઉનું આવાગમન એક રાત્રીમાં કરી શકયાનું તેમાં આપણે જોઇશું. વાતના સ્વરૂપમાં આગળ વધતાં એક દોરાના પ્રભા-

વથી મનુષ્યમાંથી કુકડો અને જળના પ્રભાવથી કુકડામાંથી મનુષ્ય બનવાની બીના ને તુર્તમાં આપણે બાજુ રાખીએ. પણ પ્રથમ એક રાત્રીમાં એક વટવૃક્ષ સેંકડો ગાઉનું આગમન કરી આવે તે શબ્દો તરફ તમે શકની નજરથી નથી જોતા ! આ હકીકતમાં કવિની કલ્પના અથવા અલંકારનું રૂપક છે તેમ તમે શું નથી કહેતા ? પણ સબુર. આપણે વર્તમાન પત્રોમાં વિમાનની શરૂ થયેલી મુસાફરી અને તારના દોરડા સિવાય થતી વાતચીતની વાત વાંચી હશે. મને પૂછવા દેશો કે આ હકીકતને તમે શકની નજરથી જુઓ છો ? કે કવીની કલ્પના અથવા અલંકાર માનો છો ? આપણી દૃષ્ટિમાં કોઇ એવા પ્રકારનાં પડલ ચઢી ગયા છે. કે જે વાત પોતાની શક્તિની પૂર્વની જણાય તેને કાલ્પનીક માની લેવાની ન માફ થઇ શકે તેવી ભૂલ કરી નાંખીએ છીએ. અને અંતે પોતાના જ પૂર્વ પુરૂષોનાથી થવા પામેલ આવા અનેક સિદ્ધિ પ્રયોગોના વર્તમાન સ્વલ્પ સ્વરૂપને પ્રત્યક્ષ નીહાળી તેના ગુણાનુવાદમાં તલ્લીન થઇ જઇએ છીએ, આ ઉપરથી હું એમ નથી કહેવા માગતો કે બુદ્ધિશાળી પુરૂષોના બુદ્ધિબળ માટે તેમના તરફ માનની નજરથી ન જોવું. પણ પોતાના ખજાનામાં કરોડો રૂપિયાની મુડી છતાં ખજાનો ખોલવાની ચાવી હાથમાં પકડવાના પ્રમાદમાં પડી રહી, પાંચ પચીશની મુડી જોતાં મગજ મતિમૂઢ થઇ જાય છે તે હકીકતનો વિચાર કરતાં ખેદ થાય છે, કેમકે રેલવે, તાર, અને તેવાં વિજળી વગેરેથી ચાલતા સર્વે પ્રત્યક્ષ યંત્ર વિદ્યાના પ્રયોગો આપણે જૈન કથાનુયોગમાં પૂર્વે સાધ્ય હતા તેમ સાંભળીએ છીએ અને તેથી એમ માનવું ખોટું નથી કે આપણા સાહિત્યે કૌશલ્ય માટે પણ મોટો હિસ્સો વારસામાં મુકયો હોય. ! પછી ભલે તે આપણી પ્રમાદદૃષ્ટિથી ભંડારોમાં ઉધયીને આધિન હોય, કે પછી આપણી અજ્ઞાન ચક્ષુને તે ન ઉકલી શકતો હોય, પરંતુ આપણા માટે તેવો પ્રસાદ મુકાયેલ હોવો જોઇએ તે નિઃશંક છે.

હજુ જરા આગળ વધીને જોઇશું તો ગુરૂવર્ય સુરિશ્વર શ્રી મહારાજે બાર દુકાળ વખતે શિષ્ય પરિવારને સાથે લઇ અધ્યયન વાસ્તે ખાસ યોજના કરી હતી. અને ક્ષણ વારમાં સેંકડો મૈલની મજલ કરાવી હતી. આ સર્વેનો ગંભીર અર્થ શું ? વળી યાદ કરો કે સ્થુલીભદ્ર મહારાજ વનમાં ધ્યાનારૂઢ હતા, તે વખતે તેમની બેન ગુરૂ મહારાજને પુછીને કહેલે સ્થળે વાંદવા જતાં ત્યાં સિંહનું સ્વરૂપ ધારણ કરી સ્થુલીભદ્ર મહારાજ દેખાયા. અગરજોકે આવી અગાધ સત્તાનો નિરર્થક ઊપયોગ થતાં જોઇ ગુરૂ મહારાજે શિક્ષણનો પ્રબંધ બંધ કર્યો હતો. પરંતુ મારે કહેવાનું એ છે કે જૈન સાહિત્યે કોઈ બાબત રહેવા દીધી હોય તેમ જણાતું નથી.

ત્રીજો દાખલો લઇશું તો હિરવિજયજી સૂરીમહારાજના પરાક્રમના દાખલા શું ઓછા છે ? મુસલમાન પાદશાહે પણ જીવ દયાના ઢંઢેરા બહાર પાડી તામ્રપત્રો ઉપર કેટલાક હક્કો લખી આપેલા છે તે કૌશલ્ય પ્રકરણની અવધિ નહિ તો શું ?

ઐતિહાસિક દૃષ્ટિથી જોઇશું તો પણ જૈન સાહિત્યે દેશના પ્રાચીન ઇતિહાસને ટકાવી રાખવા એકલે હાથે કામ કર્યું છે. ગુજરાતનો છેલ્લી દશ સદીનો ઇતિહાસ મેળવવાને જો કોઇપણ સાધન હોય તો જૈન ગુરૂ મંડળના રહેલા નોંધ જ છે, એ વાત ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના બંને પ્રમુખો મી. ત્રિપાઠી અને ધ્રુવ વગેરેને પણ કબુલ રાખવી પડી છે.

કાવ્યના વિષયમાં પણ જૈન પંડિતો અગ્રપદે છે. જૈન રાસા–સ્તવનો અને નીતિના પદોનો મોટો સંગ્રહ આપણા માટે વારસામાં પડયો છે. અને તે એટલો વિશાળ છે કે તેને મી. ઇચ્છારામ સૂર્યરામ, મી. મનસુખ રવજી વગેરેએ પ્રકાશવા છતાં હજુ પણ એકાદ વ્યક્તિ તો શું પણ એકાદ સંસ્થા તે સર્વેને પ્રકાશમાં લાવતાં થાકી જાય.

કથાઅંગ પણ આપણા માટે વિશાળ છે. જનરૂચિ ધાર્મિક ખોરાક પચાવવા ઓછી શક્તિવાન થઇ ગઇ છે. અને તેવા વખતે મોટે ભાગે કથાવિભાગ તરફ વલણ વધ્યું છે. અને તેને માટે જૈન સાહિત્યે સારો ફાળો આપવો શરૂ રાખ્યો છે, છતાં પણ કથાઅંગના ઘણા પ્રકરણો નવાં અને નવાં બહાર આવતાં જાય છે, તે પણ તેના મોટા સંગ્રહનો પૂરાવો છે.

એકંદરે વ્યવહાર અને વૈરાગ્ય–એ બંને પરસ્પરના વિમાર્ગોના માટે પણ એક જ સાહિત્ય ખોરાક પુરો પાડતું હોય તો તે જૈન સાહિત્ય છે.

આવા વિશાળ સમુદ્રની સફર એક જ પવનથી કે એક જ દિવસમાં અથવા એકી સટે સલામત પાર પડી જવી મુશ્કેલ છે, અને તેથી તેના માટે વખતોવખત વિચારોનો ક્રય વિક્રય થવા જરૂર છે. વળી અત્યારે પણ જૈન સાહિત્યના જુદા જુદા અંગો માટે લંબાણથી જુદા જુદા નિબંધોદ્વારા લખાયું–વંચાયું છે. અને તે દરેક હકિકત એટલી ગહન ને વિશાળ છે કે મારા જેવા અલ્પજ્ઞની બુદ્ધિ બહારનો તે વિષય થઇ પડે. પરંતુ આ સર્વેની ખીલવણી કયા માર્ગે સમયાનુકૂળ સરલ રીતે થઇ શકે, તેના સંબંધે મારા ટુંક વિચારો રજુ કરીશ તો હું માનું છું કે તે અસ્થાને ગણાશે નહિ.

આ પ્રસંગે મારે કહેવું જોઇએ કે છેલ્લા દશ વિશ વર્ષથી જૈન સાહિત્યની ખીલવણી માટે જૈન પ્રજા કંઇક જાગ્રત થતી હોય તેવો ભાસ જોવાય છે. જુદા જુદા મંડળો–સભાઓ–અને મુનિવરો જૈન સાહિત્યને પ્રકાશમાં લાવવાને શ્રમ કરી રહ્યા છે, પરંતુ જેમ વિવાહના વાધવાનમાં ભ્રષ્ટાચારના માનનું ભાન રહેતું નથી, તેમ સાહિત્ય ખીલવણીના ઉત્સાહમાં ગમે તેટલા ખર્ચે પણ કંઇક નવું મેં કર્યું તેમ કહેવરાવવાના લોભમાં શ્રદ્ધાહીન કે પૈસાના બદલામાં પંડિત લખાવવા જતાં કોઇ કોઈ વાર સાહિત્યની ખીલવણી તેના ઉદય કરતાં અવનત ભાવોમાં વહી જતી જોવા-

થાના દાખલા પણ આપણે જોવા પડયા છે. અને તેથી તેવા સાહિત્ય ઉત્કર્ષને ઇચ્છતા વર્ગે મળીને કંઇક પદ્ધતિ અથવા બંધારણ મુકરર કરવા જરૂર છે.

સાહિત્યની ખીલવણી માટે મને તો મુખ્ય માર્ગ એ જણાય છે કેઃ—

૧ જૈન સાહિત્યના ઉપાસક મંડળના એકત્રપણાથી એક સાહિત્ય સમાજ સ્થાપવી, તેમાં જૈન સાહિત્યના પ્રકાશક-ઉત્પાદક અને ઉત્તેજક વર્ગના મેમ્બરોની ચુંટણી કરવી. અને દર વર્ષે તે મંડળે એકત્ર થઇ તેના માટે નવા વર્ષના કાર્યક્રમ મુકરર કરી, વહેંચણી કરી લેવી.

अ આવા મંડળ માર્ફત પ્રાચીન ભંડારો સમજાવટથી, કે રાજ્ય મદદથી ખુલાવવા અને તેના ઉદ્ધાર-રક્ષણ અને પ્રકાશ માટે ઘટતી યોજના કરવી.

व બની શકે ત્યાં સુધી શાસ્ત્રના ગ્રંથો જૈન પંડિતોથી શોધાવવા અને જૈન વિદ્વાન્ મુનિ વર્ગની દષ્ટિ નીચેથી પસાર કરાવી પ્રકાશમાં લાવવા.

क તેવા કામ માટે નાણાના થતા ભંડોળનો દરેક વાર્ષિક રીપોર્ટ રજુ કરવો અને નવું બજેટ ઘડવું.

૨ નૈતિક વિષય અને ધર્મજ્ઞાનના ફેલાવા માટે સમાજને કયો માર્ગ વધારે પસંદ છે, તેનો વિચાર કરતાં લોકરૂચિને હમેશનું હાજી હા હવે ફચતું નથી. શાસ્ત્રશ્રવણમાં પણ બગાસા આવે છે તો વાંચનનો અવકાશ ક્યાંથી જ હોય? નિર્ધનસમુદાય પેટપીડામાં ધર્મને વિસરે છે અને શ્રીમંતવર્ગ શોખ શૃંગારમાં શ્રદ્ધા હીન થાય છે. તેવા સંજોગોમાં સાહિત્યનો સ્વાદ ચખાડવા માટે સાનુકૂળ પ્રયોગની જરૂર છે. રાસાની યોજના છેલા આઠસો વર્ષથી શરૂ થઈ છે. તેમ મારી ગણત્રી છે. કેમકે તે પૂર્વે વૈરાગ્ય-નીતિ અને ભાવના માટે મૂળ ગ્રંથો બસ હશે. પણ આયુષ્ય પ્રમાણમાં ન્યુનતા, બુદ્ધિબળમાં ઘટાડો અને નવ નવા રસની અપેક્ષા વધતી ગઇ હોય ત્યારે રાસાની યોજના પૂર્વાચાર્યોએ જૈન પ્રજાને મૂળવાત પર રસ ટકાવી રાખવા કરી હોય તેમ માનવા જેવું છે. આગળ જતાં પૂજા ભણાવવામાં બારવ્રત-શત્રુંજય માહાત્મ્ય-વગેરેને સમાવી બે સદી પરના જમાનાને અનુકૂળ ફેરફારથી ધર્મશ્રદ્ધા ટકાવવા યત્ન થયો જણાય છે.

હવે લોકરૂચિ નાટક ચેટકની ધુનમાં ફરી હોય તેમ જોવાય છે. દેરાસરમાં પ્રાચીન ગાંભિર્ય અને હૃદય ઉર્મિ ઉલસિત કરી ભાવનાને સતેજ કરનારાં સ્તવનો કવચિતજ સંભળાય છે; ત્યારે નાટકી હાલરડાં વધી પડયા છે. લોકોને જુનું તે સુનું મટી હવે નકલી નવું જોઇએ છીએ. પ્રવાહ મૂર્ખ સ્વતંત્રતામાં તણાય છે. અને તેથી શીખનાર કરતાં શીખવનારને ફિકર વધી છે. અણસમજુ કરતાં સમજુને જવાબદારી આવી છે. કોઇ કોઇ વાર સર્વે જોઇ શકયા હશો કે વિવિધ ધર્મના આખ્યાનો બજાર વચ્ચે ગવાતાં સાંભળવાને સેંકડો માણસો કલાકો સુધી ધુળમાં બેસવાનું પસંદ કરે

છે, તેજ સ્વચ્છ ઉપાશ્રયમાં આવતાં ડરે છે. બેસતાં બાવરા થાય છે. આવા સંજોગોમા આપણા પાસે કથાનુયોગને અપૂર્વ ભંડાર મોજુદ હોયને પૂર્વાચાર્યોએ જેમ રાસા ઉત્પન્ન કર્યા છે તેમ હવે કથારૂપે વર્તમાન રૂચીકર રાગ રસથી ગાઈ નૈતિક-ધાર્મિક જ્ઞાનનો ભાસ કરાવવા મને જરૂરનું જણાય છે.

૩ જૈન ઇતિહાસ અને દ્રષ્ટાંતો કેટલાંક એવાં ઊદાહરણોને વૃત્તાંતો પૂરાં પાડે છે કે તેના કાલ્પનીક ચિત્રો તૈયાર થાય તો તે વાત હમેશને માટે સ્મરણિય રહી શકે. આવા સાધનની ગેરહાજરીમાં જૈન પ્રજાના ઘરો વિવિધ ચિત્રોથી ભરેલી દીવાલોથી જોવાય છે, તે ઉપરની ગોઠવણથી દૂર થવા વકી રાખી શકાય તેમ માનું છું.

જણાવવું જોઇએ કે સાહિત્ય સમ્મેલન જેવા ઉત્કર્ષ કામની શરૂઆત શાસ્ત્રવિશારદ વિજયધર્મસૂરિશ્વરના પ્રયાસથી ઉપસ્થિત થવા પામી છે. જેને માટે જેટલી પ્રશંસા કરૂં તે ઓછી છે, આશા છે કે તેઓશ્રી આ કામને વધારે વધારે ઉત્સાહથી પુષ્ટિ આપી તેનોવિજય કરશે.

ૐ શાંતિ. શાંતિ. શાંતિ.





# જૈન સાહિત્યની ઉત્તમતા.



(લેખક—શાસ્ત્રી નર્મદાશંકર દામોદર–ભાવનગર.)
સંસ્કૃત અધ્યાપક ભાવનગર હાઇસ્કુલ.

જૈન સાહિત્ય સંમેલનના પ્રમુખ સાહેબ અને જૈન સાક્ષરો તથા જૈન સાહિત્યના ઉપાસક ગૃહસ્થો, હું એક બ્રાહ્મણ કોમમાં જન્મ્યો છું, અને વેદધર્મનો અનુયાયી છું. પરંતુ મારી વિદ્યાર્થી અવસ્થાના છેલ્લા ભાગથી મારૂં આજ સુધીનું જીવન જૈનવર્ગની સેવામાં જ વ્યતીત થયું છે. તે દરમીયાન મારી બુદ્ધિનો જો કાંઇ પણ વિકાસ થયો હોય તો જૈન સાહિત્યની સેવાથી જ થયો છે, એમ હું માનું છું. મારી આજીવિકાનો આરંભ ભાવનગરની પ્રખ્યાત શ્રી જૈન ધર્મ પ્રસારક સભામાંથીજ થયો છે. અને મને જે કાંઇ આર્થિક અને બોધ સંબંધી ઉદય પ્રાપ્ત થયો હોય તો તે ભાવનગરની શ્રી જૈનધર્મ પ્રસારક સભા અને તેના ઉત્સાહી અને ધર્મમૂર્તિ પ્રમુખ શેઠ કુંવરજી આણંદજીને આભારી છે.

હાલ હું ભાવનગરના નામદાર મહારાજા સાહેબનો આશ્રિત બન્યો છું, કે જે આશ્રયનું કારણ પણ ભાવનગરની પ્રખ્યાત શ્રી જૈનધર્મ પ્રસારક સભા અને જૈન સંઘ છે. આ પ્રસંગે મારે આનંદ સાથે જણાવવું જોઇએ કે જૈન સાહિત્યના અગાધ મહોદધિનું યત્ કિંચિત મથન મેં જે કરેલું છે, તેનું મુખ્ય કારણ જૈન મુનિઓનો ગાઢ પરિચય છે. તે પરિચયનો મહાન્ લાભ શ્રી જૈનધર્મ પ્રસારક સભાથી જ મને મળેલો છે. તેમાં મુખ્યત્વે કરીને જૈનોના બે સ્વર્ગવાસી મહાત્માઓના નામ મારે કૃતજ્ઞતાથી જણાવવા જોઇએ. તેઓમાં એક મહાત્મા શ્રી વિજયાનંદસૂરિજી અને બીજા શ્રીમદ્ વૃદ્ધિચંદજી મહારાજ. તેમાં મહાત્માશ્રી વૃદ્ધિચંદજી મહારાજની કૃપાની શીતળ છાંયા મને વિશેષ મળી છે. તે સ્વર્ગવાસી મહાત્માએ પોતાના શિષ્ય પરિવારમાં પઠન, પાઠનને માટે મારી યોજના કરી તેથી આર્હત સાહિત્યરૂપ સુધાસાગરના કેટલાએક બિંદુઓ મને પ્રાપ્ત થયા હતા. મને આ પ્રસંગે કહેતાં આનંદ ઉપજે છે કે, જે મહાત્માએ ભારત વર્ષની મહાટી સરસ્વતીની રાજધાની કાશીનગરીમાં યશોવિજય પાઠશાળાની સ્થાપના કરીને તે પ્રભાવક સૂરિવરની ચિરસ્મૃત થએલી ઉજ્વળ કીર્તિને પાછી સતેજ કરી છે, જે મહાત્માના પ્રસાદથી પવિ-

ત્ર ગંગા નદીના તટ ઉપર આર્હત સાહિત્યની જયઘોષણા થઇ રહી છે અને જે મહાત્માની યોજનાથી આજે આપણે જૈન સાહિત્યની ઉન્નતિનો પાયો રોપવાને અહિં એકઠા થયા છીએ, તે મહાત્મા વિજયધર્મસૂરિના અધ્યયનનો આરંભ પણ મારે હાથે થયેલો હતો અને તેજ વખતે તેની મનોવૃત્તિ અને બુદ્ધિમાં આ વખતે પ્રત્યક્ષ દેખાતા ભવિષ્યના શુભ ચિન્હો હું યથામતિ જોઇ શકયો હતો.

પ્રિય સાહિત્યપ્રેમીઓ, હવે હું આપની સમક્ષ પ્રસ્તુત વિષયને ચર્ચવાનો આરંભ કરૂં છું. જૈનના સાહિત્ય મહાસાગરનો હું પારંગત બન્યો નથી, તથાપિ તેને માટે મેં જે કાંઇ વાંચ્યું છે, તે ઉપરથી જ મને તેની ઉત્તમતાનો ઉંચો ખ્યાલ આવ્યો છે.

વેદધર્મનું સાહિત્ય સર્વોત્તમ છે, એ વાત મને મારા ધર્મને લઇને દૃઢ હતી, પરંતુ જ્યારથી જૈનસાહિત્યના મહાસાગરમાં મારો પ્રવેશ થવા માંડયો, ત્યારથી મારા તે વિચારોમાં કેટલોક ફેરફાર થતો જતો હતો, તે છતાં પણ જૈન વિદ્વાનોએ લખેલા કેટલાએક કાવ્યોના નામ જૈન રઘુવંશ, જૈન કુમારસંભવ, નેમિદૂત અને જૈન રામાયણ ઇત્યાદિ વેદધર્મના સાહિત્યનું અનુકરણ જોઇ મને જૈનસાહિત્ની અપૂર્ણતા વિષે શંકા આવતી હતી, પરંતુ જ્યારે કેટલાએક જૈન મહાકાવ્યોના ગ્રંથો મારા જોવામાં આવ્યા, ત્યારે તે મારી શંકા દૂર થઇ ગઇ. અને "જૈન ધર્મનું સ્વતંત્ર સાહિત્ય ઘણું છે" એવી મને પ્રતીતિ થઇ હતી. મારે ભાર દઇને કહેવું જોઇએ કે, ભારતવર્ષની વિદ્યાકળાનો મહાન્ વિકાસ જૈન સાહિત્ય કરી શકે તેમ છે, સાહિત્યના ગ્રંથોમાં મહા કાવ્ય, ગદ્ય, તથા પદ્ય, કાવ્યના અંગો વિષે જે જે લક્ષણો બાંધેલા છે, તે બધા લક્ષણોથી પરિપૂર્ણ જૈન સાહિત્ય છે. અર્થાલંકાર, શબ્દાલંકાર, ધ્વનિ, વ્યંગ વગેરે કાવ્યના અંગોનું ગૌરવ જૈન સાહિત્યમાં પૂર્ણ રીતે દેખવામાં આવે છે. વેદ ધર્મના સાહિત્યને શિખરે પોહોંચાડનારા ગદ્ય અને પદ્યના મહાન્ લેખકોએ જે કીર્તિ મેળવી છે, તેવી જ જૈનધર્મના લેખકોએ મેળવી છે, એમ કહેવું જોઇએ. બાણ કવીની ઉચ્ચતા ભારતવર્ષ ઉપર અદ્વિતીય ગણાય છે, તથાપિ તેવા લેખકો જૈન સાહિત્યમાં તદન નથી, એમ કહી શકાય તેમ નથી. આ પ્રસંગે કેટલાએક જૈન કવિયોના નામો આપ્યા હોય તો તે અપ્રાસંગિક નહીં ગણાય, તથાપિ લેખના વિસ્તારના ભયથી હું તે આપવા ઇચ્છા રાખતો નથી. સાહિત્યના ગ્રંથો કહે છે કે, કાવ્ય ગ્રંથોમાં તો એક એક શબ્દશક્તિ ઉપર જ બધા ચમત્કારનો આધાર હોય છે. છતાં શબ્દ માત્રજ કાવ્ય નથી–શબ્દ માત્ર જ વિચાર નથી–શબ્દ માત્ર કુશળતા નથી, એતો સિદ્ધજ છે. અમુક વિચાર અને અમુક કલ્પનાને રૂચે એવી ભાષા વાપરવાની બહુજ આવશ્યકતા છે. પણ તે કોઇ શબ્દો નવા રૂચવાથી કે શબ્દોનો અદલો બદલો કરવાથી સાધવાની નથી. જેમ બને તેમ ઉંચી પ્રતિના વિચારો

જેમાં સમાયલા હોય તેવા લેખોથી જ સાહિત્યની પુષ્ટિ થાય છે. એવા લેખો જૈન સાહિત્યમાં ઘણાં મળી આવે છે.

જૈન સાહિત્યનો મધ્યાન્હકાળ વિક્રમના તેરમા સૈકામાં હતો, એમ મને અનુભૂત થયું છે. મહાત્મા **દેવસૂરિના** ઇતિહાસ ઉપરથી જણાય છે કે, તે સમયે જૈન સાહિત્યના ઘણાં લેખો લખાયા હશે, તે સમયે દિગંબરી જૈન સંપ્રદાય પણ સાહિત્યની સેવા કરવામાં અગ્રપદ લેતો હતો, મહાત્મા **દેવસૂરિના** શિષ્ય માણિકયચંદ્રસૂરિના કાવ્યમાં ઘણો ચમત્કાર જોવામાં આવે છે. તેમના કાવ્યો રસભરિત અને અલંકારોથી અલંકૃત છે. તેમનું એક કાવ્ય આ પ્રસંગે આપવું ઉચિત ધારૂં છું.

कः कठीरवकंठकेसरमहाभारं स्पृशत्यंघ्रिणा।
कः कुंतेन सितेन नेत्रकुहरे कंडूयनं कांक्षति।
कः संनह्यति पन्नगेश्वरशिरोरत्नावतंसः श्रिये
यः श्वेतांबरदर्शनस्य कुरुते वंद्यस्य निंदामिमाम् ॥ १ ॥

**ભાવાર્થ:**—જે માણસ શ્રી જૈન શ્વેતાંબર દર્શનની નિંદા કરે છે, તે માણસ અવિચારી છે. કારણ કે જો તે અવિચારી ન હોય તો કેશરીસિંહની યાળના ભારનો ચરણથી કોણ સ્પર્શ કરે ? તીક્ષ્ણ ભાલા વડે નેત્ર ઉપર ખુજલી કરવા કોણ ઇચ્છે ? અને શોભાને માટે મોટા નાગના મસ્તકના મણિનું શિરોભૂષણ કરવા કોણ તૈયાર થાય ? અર્થાત્ જે જૈન શ્વેતાંબર દર્શનની નિંદા કરે છે, તે તેવા સાહસમાં ઉતરે છે. ૧

આ પદ્યથી તે સૂરિવરની પ્રતિભાશકિત અદ્ભુત જણાઇ આવે છે. આ શિવાય બીજા ચમત્કારી કાવ્યો જૈન સાહિત્યમાં ભરપૂર છે.

જૈન કવિઓએ પ્રાયે કરીને પોતાની પ્રતિભાનો પ્રવાહ ધર્મ અને વૈરાગ્ય તરફ વિશેષ વહેવરાવ્યો છે, છતાં પણ તેમાથી પ્રત્યેક પુરૂષાર્થનું ઉત્તમ પ્રકારે ધ્યાન આપી મનુષ્યત્વની ઉપયોગિતા ઉત્તમ પ્રકારે સિદ્ધ કરેલી છે બાહ્ય અને આંતર એવાં બે કારણોથી પોતાના વિચાર અને આચારમાં નિમાયેલ મનુષ્યત્વની સાર્થકતા સિદ્ધ કરવાને માટે જૈન વિદ્વાનોએ જે પોતાની લેખની નચાવી છે, અને પોતાની દિવ્ય પ્રતિભાની શકિત દર્શાવી છે, તે બીજા સાહિત્યની તુલનામાં પૂર્ણ રીતે ઉતરી શકે છે, એમ ખુલ્લી રીતે કહેવું જોઇએ દેશ, કાળ, સંબંધી, આદિ બાહ્ય કારણો અને શારીરિક અને માનસિક સામર્થ્ય તેમ પ્રકૃતિ ઉપર પડેલા કર્મના સંસ્કારરૂપ આંતર કારણો જૈન સહિત્યમા ઓછાવત્તે ભાગે જોવામાં આવે છે, તેમાં વિશેષ ખુબી એ છે કે તે સર્વનું પર્યવસાન શ્રેયઃ સાધનમાં જ આવે છે.

મનુષ્યના કર્ત્તવ્યને માટે જૈન સાહિત્યે પાડેલું અજવાળુ સર્વ સાહિત્યમાં પ્રશંસનીય થયા વિના નહીં રહે, એમ મારૂં માનવું છે. ઘણાં બીજા લેખકોએ

કર્ત્તવ્યનો બોધ ઉત્તમ પ્રકારે દર્શાવ્યો છે, પરંતુ તેમાં સ્વાર્થ અને સ્વપરાયણતા સાધવાનો માર્ગ વિશેષ જોવામાં આવે છે, કે જે માર્ગ કર્તવ્યના ઉચ્ચ હેતુને વ્યર્થ કરી નાંખે છે. કારણકે સ્વાર્થ સિદ્ધ થાય એનો કર્ત્તવ્યનું ફળ છે, અને ફળ ઉપર દૃષ્ટિ રાખીને કર્ત્તવ્ય કરવું, તે ઉત્તમ કર્ત્તવ્ય ગણાતું નથી. જૈન સાહિત્યમાં એવા કર્ત્તવ્યનો બોધ જોવામાં આવતો નથી એ વિશેષ છે. પ્રત્યેક જીવન અને જીવન માત્રનો ઉદ્દેશ ઊન્નતિ અને વૃદ્ધિ છે, અને તે ઉન્નતિ અને વૃદ્ધિ કેવળ વ્યવહારિક સમૃદ્ધિની પ્રાપ્તિથી નથી, પણ માનસિક અને આત્મિક સમૃદ્ધિની પ્રાપ્તિમાં જ તે ઉન્નતિ અને વૃદ્ધિ રહેલી છે, એમ જૈન સાહિત્ય જણાવે છે. તેથી જૈન સાહિત્યની ઉત્તમતા સર્વ પ્રકારે સિદ્ધ થાય છે.

જૈન સાહિત્યની અંદર વ્યવહાર અને નીતિના પણ ઉચ્ચ તત્વો પ્રરૂપેલા છે, જે ઘણે પ્રસંગે મારા વાંચવામાં આવેલાં છે. જૈન સાહિત્યના મહાન્ ઉદધિમાં તરંગની જેમ ઉછળતા વ્યવહાર નીતિના પ્રસંગો ઘણાં જ આકર્ષક છે. વ્યવહારશુદ્ધિના તત્વો જૈન લેખકોએ એવા પ્રતિપાદન કરેલા છે, કે જેને માટે સર્વ આર્ય વિદ્વાનોએ ખરેખર મગરૂર થવાનું છે. ધર્મના પક્ષપાત અથવા દુરાગ્રહ દૂર રાખીને ગમે તે ધર્મ કે પંથનો વિદ્વાન્ જો એ તત્વોનું નિરીક્ષણ કરે તો મને લાગે છે કે, તેના હૃદયના ઉંડા પ્રદેશમાં આનંદ ઉપજ્યા વગર રહેશે નહીં, અને તે વાત તેને શિરઃ પ્રેમથી સ્વીકારવી જ પડશે.

જૈન સાહિત્યમાં દૃષ્ટાંત આપવાની રીતિ ઘણી જ અસરકારક છે, એમ મારે કહેવું જોઇએ. ઉપનયની ઘટનાઓ જૈન સાહિત્યમાં અદ્વિતીય છે અને તે પદ્ધતી ઉપરજ ઉપદેશના સાહિત્યનું વિશેષ ગૌરવ જોવામાં આવે છે. **ઉપમિતિ ભવ પ્રપંચ** કથાની અદ્‌ભુત યોજના પ્રત્યેક વિદ્વાનના હૃદયને આકર્ષી શકે છે. પનરમા સૈકામાં થયેલા મહાનુભાવ **મુનિ સુંદર સૂરિના** લેખોમાં દૃષ્ટાંતોની ખુબી અદ્‌ભુત જોવામાં આવે છે. મેં તેમના બધા લેખો વાંચ્યા નથી, પરંતુ **અધ્યાત્મ કલ્પદ્રુમના** લેખ ઉપરથી માલુમ પડે છે કે, સાહિત્યના સર્વ અંગોની પુષ્ટિ એ મહાત્માના લેખમાં મલી શકે તેમ છે. મારે સૂચના રૂપે કહેવું જોઈએ કે ભારત વર્ષ ઉપર ‘ સહસ્રાવધાની ’ તરીકે પ્રખ્યાત થયેલા એ આચાર્યના દરેક લેખો અનુવાદસહિત પ્રસિદ્ધ કરવા યોગ્ય છે.

સાહિત્યકારો કવિતાના મુખ્ય બે ભેદ માને છે, **શ્રવ્ય કાવ્ય** અને **દૃશ્ય કાવ્ય.** જૈનસાહિત્યમાં દૃશ્યકાવ્યના કરતાં શ્રવ્યકાવ્ય વિશેષ ઉપદેશકારક થઇ પડે છે, એ વાત સર્વ સાહિત્યવેત્તાઓએ સિદ્ધ કરેલી છે. જૈન વિદ્વાનોએ એ વાત લક્ષમાં રાખીનેજ પોતાની પ્રતિમાનો પ્રભાવ બતાવ્યો છે. સારા ઉદાહરણો આપી સદાચાર અને કલ્યાણનો જ સંબંધ સમજાવવો. દુરાચારનો દુઃખમય અંત બતાવી દુરાચારથી દૂર રહેવા ઉપદેશવું, આ તેમનો મુખ્ય ઉદ્દેશ તેમની કવિતામાં સ્ફુરી

આવે છે. તેમની કવિતાનું ધ્યાન યથાર્થ, તાદૃશ અને રમણીય છે, છતાં જનસ્વભાવને ઉત્તમોત્તમ વૃત્તિઓના ઉત્કૃષ્ટરૂપ બતાવી ઉચ્ચ માર્ગે દોરવામાં સફલ થાય તેવું હોય છે. જૈન કવિઓની હૃદયપટ ઉપર અસર કરવાની કળા ખરેખર અપ્રતિમ છે. તેમની રસજ્ઞતા ઉંચા પ્રકારની છે. ઘણાં પ્રસંગો એવા પણ આવે છે કે જે સામાન્ય બુદ્ધિમાં ઉતરવા પણ કઠિન થઈ પડે છે. તેઓ પોતાની કવિતારૂપરમણીને સર્વ રસમય બનાવે છે, પરંતુ મર્યાદામાં રહીને તેની અંદર શાંત રસની પ્રધાનતા રાખે છે. તેઓ આ વિશ્વરચના સાથે ઉપેક્ષારૂપે સંબંધ બતાવે છે, પારલૌકિક માર્ગ તરફ ગાઢ અને ઉદાર પ્રેમભાવ દર્શાવે છે, અને આ લોકની વાસનાઓને તોડી પાડે છે. છેવટે મારે અનુભવથી એટલું જ કહેવું જોઇએ કે જૈન સાહિત્યની ઉત્તમતા સર્વ પ્રકારે સિદ્ધ થઇશકે છે,તેથી એ સાહિત્ય આર્યદેશને અત્યંત ઉપયોગી છે. જો તેનો પૂર્ણરીતે વિકાશ કરવામાં આવે, તો ભારત વર્ષની આર્ય પ્રજાને મહાન્ લાભ થયા વિના રહેશે નહીં. આ નવીન સંસ્થાના સમારંભથી એ આશા પૂર્ણ થવાના શુભ ચિન્હો દેખાય છે. એ આશા જગત્પતિ પરમાત્મા પૂર્ણ કરો, એવી પ્રાર્થના કરી, હું મારો આ લઘુ વિષય સમાપ્ત કરૂં છું અને આશિરવાદરૂપે નીચેનું પદ્ય ઉચ્ચારૂં છું.

जैनवाङ्मयपीयूषवर्षिणी वहुहर्षिणी ।
सर्वदा सर्वदा जीयात् जैनसाहित्यसंसदा ॥ १ ॥





# જૈન કથા સાહિત્ય.



( લેખક—શાસ્ત્રી જેઠાલાલ હરિભાઇ, ભાવનગર. )

શ્રી જૈન સાહિત્ય સંમેલન સમિતિ તરફથી પ્રસિદ્ધ થયેલા અગ્યાર જૂદા જૂદા વિષયોમાંના કોઇ પણ વિષય પર સ્વાનુભવિત લેખોની માગણી થતાં કિંચિત્ અનુભવના પ્રમાણમાં આ લેખક પોતાનો ઉત્સાહ પ્રદર્શિત કરવા પ્રથમ પ્રયાસ કરે છે, અને આશા રાખે છે કે અસંગત, અસંભાવિત તથા શૈલી વિરૂદ્ધ કાંઇ પણ લખાણ દૃષ્ટિપથ પડે તે સુધારીને વાંચવા વાચકવૃંદ તસ્દી લેશે.

સામાન્ય રીતે " સાહિત્ય " શબ્દની પ્રવૃત્તિ કાવ્ય, અલંકાર, રસ તથા નાટક ચંપૂ વિગેરેમાં થઇ શકે છે, પરંતુ અત્રેની સમિતિ તરફથી વિભાગ કરાયેલા વિષયો જોતાં " સાહિત્ય " શબ્દ સમૂહના અર્થમાં ગણેલો જણાય છે; એટલે કે જૈનધર્મને લગતા દરેક ગ્રંથોનો આ શબ્દમાં સમાવેશ કરેલો છે; તેથી તેના વિષયોના ઘણા વિભાગો થઇ શકે છે, કે જેમાંના અગ્યાર વિભાગોનાં નામ પ્રસિદ્ધ કરેલાં છે. સ્થૂળ દૃષ્ટિથી જોતાં તે અગ્યાર વિષયોમાંના કેટલાક વિભાગોનો સંકર માલમ પડે છે. જેમકે પહેલો વિષય " જૈન સાહિત્યની ઉત્તમતા " આમાં જ અવશિષ્ટ દશે વિષયોનો સમાવેશ થઇ શકે છે. તથા ત્રીજો વિષય " જૈન કથા સાહિત્ય " અને ચોથો " જૈન સાહિત્યમાં ઇતિહાસનાં સાધનો " એ બે વિષયોનો અભેદ થઇ શકે છે. તેમજ છેલ્લો " પ્રાકૃત જૈન સાહિત્ય " નામનો વિષય ઉપરના દરેક વિષયોમાં ભિન્ન ભિન્ન રીતે અંતર્ગત થઇ શકે છે. વિગેરે. તો પણ સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં તે વિભાગોમાં અમુક અમુક તફાવત પણ રહેલો છે. જેમકે કથા ભાગમાં ધર્મ તથા અધર્મના ફળને પામેલા મનુષ્યાદિકનું વર્ણન કરવામાં આવે છે, અને ઇતિહાસના વિષયમાં તે તે સમયને લગતા રાજાદિકના વૃત્તાંતો આપવામાં આવે છે, તે ઐતિહાસિક વિભાગ કહેવાય છે. એ રીતે વિભાગોનું તારતમ્ય હોવા છતાં પણ લેખકની લેખિની તેના અભેદનું સૂચવન કરે તો તે સ્થૂળ દૃષ્ટિની અપેક્ષાએ અસ્થાને નહીં ગણાય.

ઉપર પ્રમાણે સ્થૂળ દૃષ્ટિએ જેમ સંકર ધારી શકાય છે, તેમ વ્યાકરણ, કોષ, કાવ્ય, નાટક, ચંપૂ, ન્યાય, કર્મ, તત્ત્વ, જ્યોતિષ, વૈદક, ક્રિયાકાંડ, તપસ્યા, વિગેરે

વિષયો કે જેના અંતર્ગત અનેક વિષયો રહેલા છે, તેવા મોટા વિભાગો આ અગ્યાર વિભાગોથી પૃથક્ સંભવે છે, તો પણ સૂક્ષ્મ દૃષ્ટિએ ત્રીજા, આઠમા, નવમા કે બીજા કોઇ વિભાગમાં તેમનો અંતર્ભાવ કરી શકાય છે. અર્થાત્ પૃથક્-પૃથક્ વિષયો પર લખવા ઇચ્છતા સાક્ષર લેખકો સંખ્યાબંધ હોય તો પણ વિષયોની સંપૂર્ણતા ન થાય તેટલા વિષયોનો આ અગ્યાર વિભાગોમાં સમાવેશ થાય છે.

આ સર્વ મુખ્ય તથા અવાંતર વિષયોપર વિચાર કરી બાળકથી વૃદ્ધ સુધી અને મુગ્ધથી વિદ્વાન સુધી સર્વજનોને ઐહિક તથા પારમાર્થિક હિતકર જાણી " જૈન કથા સાહિત્ય " નામના ત્રીજા વિભાગ સંબંધી કાંઇક લખવાનું દુરસ્ત જણાયાથી કથામૃત સાગરમાંથી શક્તિ અનુસાર એક પ્યાલો ભરી તેમાંના અમુક બિંદુઓથી વાચકવૃંદના નેત્રોને જાગૃત કરવા ઇચ્છું છું.

મારા આ ઇચ્છિત વિષયમાં જૈન કુમારસંભવ, હીરસૌભાગ્ય વિગેરે કાવ્યો, ધર્માભ્યુદય, અનર્ઘરાઘવ વિગેરે નાટકો, કુવલયમાળા વિગેરે ચંપૂઓ, ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર, પાંડવ ચરિત્ર વિગેરે ચરિત્રો, અર્હન્નીતિ, નીતિસાર વિગેરે નીતિના ગ્રંથો, શત્રુંજય માહાત્મ્ય, ગિરનાર માહાત્મ્ય વિગેરે માહાત્મ્યો, જ્ઞાન પંચમી, મૌન એકાદસી વિગેરે પર્વ કથાઓ, સુભાષિતસાર, સુભાષિતાર્ણવ વિગેરે સુભાષિત ગ્રંથો, શક્રસ્તવ, શંખેશ્વર પાર્શ્વસ્તવ, વિગેરે સ્તવો, મહાવીરસ્તુતિ, યમકસ્તુતિ, વિગેરે સ્તુતિઓ, ભકતામર સિંદૂર પ્રકરણ વિગેરે સ્તોત્રો, રોહિણી કથા વજ્રસ્વામી કથા વિગેરે કથાઓ, કુમારપાળ પ્રબંધ, વસ્તુપાળ પ્રબંધ વિગેરે પ્રબંધો, ધર્મોપદેશ કુલક, રત્નત્રય કુલક વિગેરે કુલકો, ઉપદેશમાળા, ઉપદેશ પ્રાસાદ વિગેરે ઔપદેશિક ગ્રંથો પ્રશ્ન શતી, પ્રશ્નાવળી ( મહ્રગુરુી) વિગેરે ચમત્કારીક શ્લોકો, વિગેરે વિગેરે વિષયોના ગ્રંથોનો સમાવેશ થઇ શકે છે. આ વિષયોના જાણીતા (પ્રસિદ્ધ ) ગ્રંથોની સંખ્યા પણ એટલી બધી છે કે જેમના નામ માત્ર પણ લખતાં એક મોટું પુસ્તક થાય. " બીજા દર્શનો કરતાં જૈન દર્શનના ગ્રંથોની સંખ્યા ઘણી મોટી છે." આવી કિંવદંતી જે શ્રવણ પથમાં આવતી હતી તે કેટલીક મુદતથી સ્થાનભ્રષ્ટ થઇ દ્રષ્ટિપથમાં આવી છે, એમ કહેતાં કાંઇપણ અતિશયોકિત ધારતો નથી.

આ વિષયોના ગ્રંથોમાં કઇ કઇ હકીકતો આવે છે, તેનું દિગ્દર્શન કરતાં પણ મોટો ગ્રંથ થઇ જાય એ સ્વાભાવિક છે, તથાપિ લખવાની આવશ્યકતા હોવાથી અમુક હદ સુધીની દિશા યથાશકિત પ્રદર્શિત કરવાને બુદ્ધિ લેખિનીને પ્રેરે છે.

"કાવ્ય" શબ્દનો અર્થ "कवेः कर्म काव्यं"કવિનું જે કર્મ તે કાવ્ય (કવિતા)" એવો થાય છે, કવિની યોગ્યતા કોને હોય છે ? તે પ્રશ્ન થતાં એક કિંવદંતી "शास्त्रेषु प्रज्ञाः कवयो भवन्ति" "શાસ્ત્રોને વિષે (થકી) પ્રજ્ઞ થયેલા (વિદ્વાનો) કવિઓ થાય છે" આવી છે. વળી "रंभागीतानि काव्यानि" "કાવ્યો એ સ્ત્રીઓનાં ગીત સમાન છે,"

તથા "काव्यालापाँश्च वर्जयेत्" "કાવ્યના આલાપો વર્જવા યોગ્ય છે." આ રીતે કાવ્યની ધાર્મિક ગ્રંથોની અપેક્ષાએ નિકૃષ્ટતા સંભળાય છે. ત્યારે બીજી તરફ काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये। सद्यःपरनिर्वृतये कान्तासम्मिततयोपदेशयुजे ॥१॥" "કાવ્ય યશને માટે છે, ધનની પ્રાપ્તિને માટે છે, વ્યવહારના જ્ઞાનને માટે છે, અકલ્યાણની ક્ષતિને માટે છે, શીઘ્રતાથી ઉત્કૃષ્ટ નિવૃત્તિને માટે છે, તથા કાંતાની સમાન રસિક વચનોથી ઉપદેશદાયક છે" વિગેરે વચનોથી સત્કાવ્યની શ્રેયઃસાધકતા પણ કહેવામાં આવી છે. તાત્પર્ય એ જણાય છે કે સત્ અને અસત્ એમ કાવ્યના બે વિભાગ પાડી ઉત્કૃષ્ટતા તથા નિકૃષ્ટતા કહેવામાં આવે છે. પરંતુ જૈન કાવ્યોમાં આવા વિભાગ પડી શકતા નથી. કારણ કે અસત્ કાવ્યના વિભાગમાં એક પણ ગ્રંથ કે શ્લોક પ્રયાસથી પણ મળવો મુશ્કેલ જણાય છે, એટલુંજ નહીં પણ સત્કાવ્યની કોટિ કરતાં પણ આ જૈન કાવ્યોને માટે ઉત્કૃષ્ટ નામની જરૂરીયાત જણાય છે. કારણ કે જૈન કાવ્યોના કર્તા માત્ર કવિજ છે એમ નથી. પરંતુ ધર્મના મર્મને જાણનાર ધુરંધર આચાર્યો છે. કવિતા (શ્લોકો) શીખ્યા એટલે કાવ્ય કરવું એવો હેતુ જૈન વિદ્વાનોનો હોય એમ બિલકુલ અનુમાન થઇ શકતું નથી. પરંતુ જેણે તે ઉપરાંત ધર્મનું તત્ત્વ પણ જાણ્યું હોય તેણે જ કાવ્ય કરવું, એવો અભિપ્રાય ગ્રંથો જોતાં સ્પષ્ટ જણાઇ આવે છે. કવિતા કરતાં આવડે અથવા ન આવડે, પરંતુ જો તત્ત્વ નિરૂપણ કરતાં આવડે તો કોઇપણ પ્રકારે ભવ્ય પ્રાણીઓના ઉપકાર માટે સાધન કરી આપવું, એવો ખાસ અભિપ્રાય સિદ્ધ થઇ શકે છે. શાંતિનાથ ચરિત્ર, ત્રિષષ્ઠિશલાકા પુરૂષ ચરિત્ર વિગેરે પદ્યબંધ ચરિત્રો ખાસ મહાકાવ્યની ગણનામાં આવી શકે છે. માત્ર ત્રિષષ્ઠિ જેવામાં કેવળ અનુષ્ટુપ્ શ્લોકો હોવાથી આપણે તેને ચરિત્રને નામે કહીયે છીયે. કાવ્યમાં અને પદ્યબંધ ચરિત્રમાં આવો સૂક્ષ્મજ તફાવત છે. કાવ્યનાં લક્ષણો જેવાં કે ઋતુ, પર્વત, નદી, સમુદ્ર, નગર, રાજા, રાણી, રાજ્ય, સૈન્ય, યુદ્ધ, મંત્રી, અમાત્ય, મંત્ર, રાજનીતિ વીગેરેના ઉત્તમ વર્ણનો આવાં ચરિત્રોમાં યથાર્થ જોવામાં આવે છે. એક તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ કે અન્ય રાજાના ચરિત્રમાં એકજ કર્તા ઋતુ પર્વતાદિકનું વર્ણન પ્રસંગે પ્રસંગે ભિન્ન ભિન્ન કરે, તેમાં કાંઇ મુશ્કેલી નથી. પરંતુ ત્રિષષ્ઠિ જેવા ગ્રંથમાં એકજ કર્તાએ ત્રેસઠ મહાપુરૂષોનાં ચરિત્ર કહેતાં દરેકનાં પ્રસંગમાં બેત્રણ વાર કે તેથી પણ અધિક વાર ઋતુ પર્વતાદિકનું વર્ણન જૂદા જૂદા રૂપકમાં ઉત્તરોત્તર અધિકાધિક રસ અને અલંકારોથી ભરપૂર કરવું તથા નૂતન નૂતન ધાતુ, શબ્દ, કૃદંત, તદ્ધિત, સમાસ, કારક વિગેરેના વિચિત્ર પ્રકારે પરમ શુદ્ધ સામાન્ય અને વિશેષ પ્રયોગો બતાવી વ્યાકરણનું સૂક્ષ્મતમ રહસ્ય પ્રદર્શિત કરવું, તથા રૌઢિક, યૌગિક, યોગરૂઢિક અને પારિભાષિક શબ્દોના વિચિત્ર પ્રયોગોથી વિદ્વાનોના હૃદયને રંજન કરવાં, તે સર્વ વાગ્દેવીની સંપૂર્ણ કૃપા વિના સંભવિત નથી. મહા કાવ્યનાં લક્ષણો પૂરાં પાડવા ઉપરાંત સાથે સાથે અવિચ્છિન્ન રસવાળી, સત્ય અને સંભવિત

કથાઓ પૂર્વક જીવાજીવાદિક પદાર્થો સંબંધી, શુભાશુભ કર્મ સંબંધી, શ્રાવકનાં બાર વ્રત સંબંધી, દશ પ્રકારના યતિધર્મ સંબંધી, મિથ્યાત્વાદિક ગુણસ્થાન સંબંધી, વિગેરે ગુરૂગમ પ્રકરણોનું રહસ્ય સરળતાથી, કોમળતાથી અને રસિકતાથી એવી રીતે સમજાવવું કે જેની પ્રક્રિયાનો બોધ અજ્ઞાન માણસને પણ સહેલાઈથી થઇ શકે. ટુંકમાં કહીયે તો જૈન ફીલોસોફીના દરેક વિભાગોનું સંક્ષિપ્ત સારભૂત રહસ્ય યથાસ્થિત પ્રદર્શિત કરીને ભવ્ય જીવોના ચારે પુરૂષાર્થની પુષ્ટિ કરવી. એ સર્વ બાબતો ઉપર સૂક્ષ્મ વિચાર કરવાથી તેના કર્તાને કલિકાલ સર્વજ્ઞતાના નામથી ઓળખીયે, તેમાં કાંઇ આશ્ચર્ય નથી. કાવ્ય ઉપરાંતના ધર્મ સંબંધી આવા અનેક વિષયો હોવાથી એવા ગ્રંથોને કેવળ કાવ્યની ગણનામાં ગણી શકીશું નહીં, પરંતુ પુરાણોના વિષયો પણ પૂરા પાડેલા હોવાથી તે પુરાણ પણ કહી શકાશે અને આવા જ હેતુથી તેવા ગ્રંથો ચરિત્રના નામથી ઓળખાય છે. વ્યાકરણ, કોષ અને ન્યાયના સ્વોપજ્ઞ ગ્રંથકર્તાને આવા વિષયોવાળાં ચરિત્રો કરવામાં શો પ્રયાસ છે ?

ખાસ કાવ્યના અભ્યાસીઓને જો કે આવાં મહા કાવ્યની ગણતરીવાળાં ચરિત્રો કાવ્યના સંપૂર્ણ ફળને આપી શકતાં નથી. કારણ કે આવાં ચરિત્રોમાં અવાંતર કથા ભાગ વધારે આવે છે, મુખ્ય વાત પણ વિસ્તારથી આવે છે, તથા વર્ણન ભાગ સંક્ષિપ્ત આવે છે, અને કાવ્યમાં કથા ભાગ સંક્ષિપ્ત તથા અધ્યાહૃત હોય છે, અને વર્ણન ભાગ વિસ્તારવાળો હોય છે. વળી કાવ્યમાં દરેક કાવ્યનો અમુક ભાગ જ અભ્યાસ તરીકે શીખવાથી તેની ગરજ પૂરી પડે છે, અને આવાં ચરિત્રોમાં ભાષાજ્ઞાન ઉપરાંત ધર્મને લગતા અનેક વિષયોના જ્ઞાનનો સમાવેશ હોવાથી સાદ્યંત ગ્રંથો શીખવા પડે છે. તોપણ પ્રથમ જૈન કુમાર સંભવ સટીક, પછી દ્વિસંધાન કાવ્ય સટીક, વિજય પ્રશસ્તિ કાવ્ય સટીક, ધર્મશર્માભ્યુદય સટીક વિગેરે, અને છેવટ હીરસૌભાગ્ય કાવ્ય સટીક. આવા ક્રમે અભ્યાસ કરવામાં આવે, તો મારા ધારવા પ્રમાણે રઘુવંશાદિક પંચકાવ્યો શીખવાની જરૂર રહે નહીં. અને કાવ્ય ભણવાનું ફળ કે જે કોઇની મદદ વિના અન્ય ગ્રંથો લગાવવાની શક્તિ,તે સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થઇ શકે. અને ત્યારપછી મોટાં ચરિત્રો સ્વયં વાંચે તો ધર્મના જ્ઞાન સાથે કાવ્યનો બોધ સંપૂર્ણ થાય. જૈન કુમાર સંભવ કાવ્ય મૂળ અર્થ સાથે છપાયેલું છે, પણ તેની ટીકા છપાએલી નથી. પરંતુ તે ટીકા ઘણીજ સરળ છે, તથા તે કાવ્ય આરંભના અભ્યાસીઓને ઘણું ઉપકારક છે. દ્વિસંધાન વિગેરે કાવ્યો વચલા વર્ગના અભ્યાસી માટે ઘણાં સારાં છે, અને હીર સૌભાગ્ય કાવ્ય નૈષધની ગરજ સારે તેવું છે. જો કે સાધુઓ તથા શ્રાવકો વિગેરે હાલ અભ્યાસમાં ખંતીલા થતા જાય છે. પરંતુ ઘણો ભાગ અભ્યાસના ક્રમથી ઉન્માર્ગગામી હોવાથી અનભ્યસિત ગ્રંથો લગાવવામાં અત્યંત બીરૂ રહે છે, તેથી બીજાની સહાય વિના સ્વયં વાંચી શકતા નથી. તેમણે બનારસની શ્રી યશોવિજયજી સંસ્કૃત પાઠશાળા જેવા કે પ્રસન્ન બટુકની પાઠશાળા જેવાના

ક્રમ ઉપર દૃષ્ટિ રાખવી ઉચિત છે. વળી ક્રમ સાથે સમયની પણ અવશ્ય જરૂર છે, એટલે કે અમુક અભ્યસ્ય ગ્રંથ અવકાશ અને ક્ષયોપશમનાં પ્રમાણમાં અમુક મુદતે જ પૂરો થવો જોઇએ, પરંતુ તેમ નહીં થતાં શીઘ્ર વિદ્વાન થઇ જવાના લોભથી કે અન્ય કારણથી શક્તિ ઉપરાંત આગળ આગળ વધતા જાય છે, કે જેનું પરિણામ "આગળ પાઠ અને પાછળ સપાટ" જેવું થાય છે, અને તેથી કરીને અધ્યાપકના સ્થાનને પામવાની તો શક્તિ આવી શકતીજ નથી, પરંતુ પોતાની પાછળના અભ્યાસીને પાઠની આવૃત્તિ કે ચિંતનિકા પણ કરાવી શકતા નથી, અને પોતાના અભ્યાસનો મિનિટો જતી રહે છે, એવી વિપર્યસ્ત બુદ્ધિથી તેની શંકાનું સમાધાન કરવા માટે પણ સ્મૃતિનો કે સમયનો ભોગ આપવામાં પછાત રહે છે. સિદ્ધાંતકૌમુદી જેવા મોટા વ્યાકરણને કંઠે કરી, રઘુવંશાદિક પાંચે કાવ્યોના દશ દશ પંદર પંદર સર્ગ પણ સમાસ વ્યુત્પત્તિ સહિત મુખે કરી તથા અનુકૂળતા પ્રમાણે નાટકાદિક વાંચીને સારસ્વત ચંદ્રિકાદિક વ્યાકરણો ભણાવી ન શકે, તથા સામાન્ય ચરિત્રો પણ સ્વયં વાંચી વંચાવી ન શકે એવી વ્યક્તિ પણ દૃષ્ટિ પથમાં આવે, તે એક લાખ રૂપીયા જેટલી રકમ રોકી વેપાર કરનાર શેઠ દાળ, ભાત, રોટલી અને શાક ખાવા જેટલો પણ લાભ પેદા ન કરે તેના જેવું છે, તેના કરતાં તો તેલપળી કરી નિર્વાહ ચલાવનાર ફરતીયાની જેમ સારસ્વત જેવા નાના વ્યાકરણની પંચ સંધિ કે ષટ્લિંગ જેટલું કરી ગદ્યાત્મક કે પદ્યાત્મક ચરિત્રાદિક વાંચી ગુર્વાદિક પાસે પ્રકરણ અને સૂત્રાદિક ધારી બહુશ્રુતના અંશની પણ ગરજ સારે તે હજાર દરજ્જે શ્લાઘ્ય ગણી શકાશે. લાખનો વેપાર ખેડનાર વેપારી શાસનનો સંઘનો કે કુટુંબનો પણ ઉદ્ધાર કરવા અશક્ત હોય તો તેનો વેપાર જેમ વ્યર્થ છે, તેમ ક્રમસર ઉંચો અભ્યાસ કરનાર જો પાંચ પચીશને વિદ્વાન ન કરી શકે તો તેનો અભ્યાસ પણ વ્યર્થ છે. આવી અશકિતનું કારણ ચોયણા પડિ ચોયણાદિકના અભાવ સિવાય બીજું કાંઇ કલ્પી શકાતું નથી. બીજી બાજુનો અનુભવ જોતાં વ્યાકરણ કાવ્યદિકનો નહીં જેવો અથવા સામાન્ય અભ્યાસ કરનાર વ્યકિત નિરંતર અભ્યાસીઓને અભ્યાસ કરાવતાં મોટા અનુભવી વિદ્વાન જેટલું પણ જ્ઞાન ધરાવી વિદ્વાનોને પણ સહાયકારી થાય છે, એટલુંજ નહીં પણ પોતાના બહોળા અનુભવને લીધે પૂર્વાચાર્યોને અનુસરતી નવી કૃતિઓ પણ બનાવી પરોપકાર પરાયણ બને છે. ઉન્માર્ગે જનારી લેખિનીને સમમાર્ગે લાવવા ઇચ્છનાર લેખક જણાવે છે કે અમુક વ્યાકરણ કે અમુક કાવ્યાદિક શીખવવાથી જ બોધ થાય છે એવો એકાંત વાદ ધારવો યોગ્ય નથી. પરંતુ જૈનાચાર્યકૃત તે તે વિષયના ગ્રંથો પણ શીખવાથી ભાષા જ્ઞાન ઉપરાંત ધર્મજ્ઞાનનો મોટો લાભ પ્રાપ્ત થાય છે, અને તેથી કરીને એક પંથને દો કાજ થઇ શકે છે. માત્ર ગ્રંથોના અનુક્રમની તથા શિક્ષણ પદ્ધતિની ખાસ જરૂર છે. અને તે સાથે તેવા અપ્રસિદ્ધ મૂળ ગ્રંથોને છપાવી પ્રસિદ્ધમાં લાવવાની આવશ્યકતા જણાય છે. કાવ્યનો ક્રમ ઉપર જણાવવામાં આવ્યો છે. પરંતુ તે પહેલાં

ક્ષયોપશમાનુસાર કોઈ પણ નાનું કે મોટું વ્યાકરણ સુદઢ કરવું જોઇએ. તેમાં પણ અશકત પુરૂષે પંચસંધિ, નામ અને ધાતુનું પ્રકરણ અવશ્ય પાકું કરવું જોઇએ, અને ત્યારપછી કાવ્યાદિક શીખતી વખતે શીખેલા વ્યાકરણનો ઉપયોગ કરવા ઉપરાંત નવા નવા પ્રયોગો જે દ્દષ્ટિપથ થાય, તે સંબંધી ટુંકી રીત જાણીને તેવા પ્રયોગો ધ્યાનમાં રાખવાથી કેટલીક મુદતે તેના જ્ઞાનમાં વધારો થતો જાય છે, અને તેથી કરીને નવા ગ્રંથો લગાવવા સુગમ પડે છે. કોઇ પણ જૈન કાવ્ય કે ચરિત્ર એવું નથી કે જેમાં ધર્મને લગતી પ્રક્રિયા ન હોય. હિતોપદેશ અને પંચતંત્ર જેવા સરળ ભાષાના ગ્રંથ બદલ શાંતિનાથ ચરિત્ર (ગદ્યબંધ) અને પાર્શ્વનાથ ચરિત્ર (ગદ્યબંધ) જેવાં ચરિત્રો કે જેમાં ધર્મના નિરૂપણ સાથે તીર્થંકરનું જીવન ચરિત્ર સાદ્યંત આપી પ્રસંગોપાત ચાલતા સમયમાં પણ સંભવિત લાગે તેવી સત્ય કથાઓ તથા પ્રસ્તાવિક નીતિના શ્લોકો આપી વાચક વર્ગને ભાષા, નીતિ, વ્યવહાર અને ધર્મનું જ્ઞાન થાય તેવી રચના કરેલી છે. જો કે આ પાર્શ્વનાથ ચરિત્ર જેવા ગ્રંથ કે જે હિતોપદેશાદિકથી પણ વધારે સરળ ભાષામાં છે, તો પણ તેમાં પ્રસંગોપાત જીવાદિકનું નિરૂપણ, અનંતકાયનું નિરૂપણ, ભક્ષ્યાભક્ષ્યનું નિરૂપણ તથા અતિચારાદિકનું નિરૂપણ કરેલું હોવાથી તે તે સ્થળે તેના અનુભવીના સહાયની જરૂર પડે છે, પરંતુ તે તો પ્રથમ જ કહેવામાં આવ્યું છે કે કોઇ પણ ગ્રંથ ધર્મ સંબંધી તત્ત્વના નિરૂપણ વિનાનો છેજ નહીં, અને એવાં તત્ત્વો સહેલાઈથી અને વિનોદથી જાણતાં એવી સહાય લેવી પડે, તે થોડી મુડીએ મોટો લાભ પ્રાપ્ત કરવાં જેવું હોવાથી સર્વ કોઇને ઇષ્ટ જ હોય છે.

મલયાસુંદરી અને રત્નપાળ જેવાં પદ્યબંધ ચરિત્રો ચમત્કારિક કથાઓને લીધે એવાં રસિક અને બોધદાયક છે કે જેને વાંચતાં એટલોબધો આનંદ આવે છે કે સ્વાધ્યાયાદિકથી કંટાળેલા મગજને ઉલટી વિશ્રાંતિ મળે છે.

તેજ પ્રમાણે નાટક અને ચંપૂઓ કે જેના ખાસ ગ્રંથો ઘણી ઓછી સંખ્યામાં પ્રસિદ્ધ છે, તે પણ પોતપોતાનાં લક્ષણો પૂરાં પાડવા ઉપરાંત ધર્મનાં તત્ત્વોનું જ્ઞાન આપનારાં છે. કુવલયમાળા નામનો ગ્રંથ કે જેને ચંપૂમાં ગણવામાં આવ્યો છે, પરંતુ તે કાદંબરી જેવી નવલકથાની તથા ભાષાની પ્રૌઢિમાની પણ ગરજ સારે તેવો છે. તે પણ વિદ્યાવિલાસીઓને ધર્મ માર્ગમાં લઇ જવા માટે સરળ ઉપાય રચેલો છે. કારણ કે તેમાં સંસારવૃદ્ધિના મુખ્ય કારણરૂપ ક્રોધ, માન, માયા, લોભ અને મોહ એમાંના પ્રત્યેકને આધીન થયેલા પાંચ ભિન્નભિન્ન જીવોનાં દ્દષ્ટાંતો એવા વિસ્તારથી અસરકારક આપ્યાં છે કે વાચકમાં તેમાંનો કોઇપણ દોષ જેટલે અંશે હોય તે તે બરાબર સમજી શકે છે, એટલું જ નહીં પણ તે દોષ ગમે તેટલો રૂઢ થયેલો હોય તો પણ એક વખત તો તે છેવટ સ્મશાન વૈરાગ્યની જેમ પણ તે દોષથી મુકત થવા પ્રયાસ કરે છે. બલકે મુકત પણ થાય છે. તે ગ્રંથનું ભાષાંતર સર્વ કોઇને

ઉપકારક હોવાથી છપાઇને પ્રસિદ્ધ થયેલું છે, પરંતુ સંસ્કૃત ભાષાના વિલાસીઓને માટે એવા મૂળ ગ્રંથો પણ પ્રસિદ્ધ કરવા ઉચિત છે.

અર્હન્નીતિ, નીતિ કલ્પતરૂ, નીતિ વાક્યામૃત, જેવા નીતિના ગ્રંથોમાં કાયદા સંબંધી સૂક્ષ્મ ખુલાસા આપ્યા છે. તે વિષયમાં લેખકનો પરિચય નહીં હોવાથી તથા ચાલુ લેખને અતિ ઉપયોગી ન હોવાથી તે સંબંધી વધારે નહીં લખતાં માત્ર એટલી જ સૂચના અગત્ય જેવી લાગે છે કે હિંદુઓની જેમ કોર્ટમાં જૈન કાયદાઓ પણ દાખલ કરવામાં આવે તો તે સંબંધી પણ જૈન સમૂહની પ્રવૃત્તિ શાસ્ત્રાનુસાર થઇ કહેવાય.

શત્રુંજય વિગેરે માહાત્મ્યના ગ્રંથો તથા જ્ઞાનપંચમી વિગેરે પર્વ કથાઓના ગ્રંથો ખાસ કરીને તે તે સ્થળ અને દિવસોના માહાત્મ્ય સંબંધી છે. એટલે કે તે તે સ્થળે અને તે તે દિવસે યાત્રા તપસ્યાદિક ધર્મકરણી કરવાથી તેનું શું શું ફળ થાય છે? તેને આરાધવાથી તથા વિરાધવાથી કેવા શુભાશુભ કર્મ બંધાય છે? અને ગત્યંતરમાં તેનો ઉદય કેટલા પ્રમાણમાં આવે છે? એ વિગેરે બાબતોને સુદૃઢ કરવા સંભવિત અને સત્ય દૃષ્ટાંતો આપ્યાં છે, પરંતુ અન્ય ગ્રંથોની જેમ તેમાં અતિશયોક્તિ કે અસંગતતાનો લેશ પણ પ્રદર્શિત કરવામાં આવ્યો નથી.

સુભાષિત ગ્રંથોમાં સૂક્ત મુક્તાવળી, અન્યોક્તિ મુક્તાવળી, સદ્ભાષિતાવળી, સાહિત્ય શ્લોક, સુભાષિત, સુભાષિતાર્ણવ, સુભાષિત સમુદ્ર, સુભાષિત સાર ઉદ્ધાર, સૂક્તિ સંગ્રહ વિગેરે ઘણા ગ્રંથો છે. તેમજ સિંદૂર પ્રકરણ, હિંગુલ પ્રકરણ, કર્પૂર પ્રકરણ, કસ્તૂરિ પ્રકરણ વિગેરે પણ સુભાષિત સંબંધી જ છે. આ સર્વે ગ્રંથોમાં પ્રસ્તાવિક શ્લોકો, વ્યાવહારિક નીતિ સંબંધી શ્લોકો, તથા ધાર્મિક નીતિના શ્લોકો ઉપદેશકારક ઘણા સારા આપ્યા છે. કેટલાક ગ્રંથોમાં અલંકાર સહિત રસિક લખાણ પણ છે, કે જે વાંચવાથી સુભાષિત ભાંડાગાર જેવા ગ્રંથોની બિલકુલ જરૂરીયાત રહેતી નથી.

સ્તવો, સ્તુતિઓ અને સ્તોત્રોમાં કેવળ તીર્થંકરોના ગુણોનું કીર્તન કરવા પૂર્વક તેમના અતિશયોનું વર્ણન કરી, સત્ય દેવનું સ્વરૂપ કેવું હોઇ શકે? તે પ્રદર્શિત કરી અર્થાપત્તિથી તથા સાક્ષાત્ પણ અન્ય દેવોનું અદેવત્વ સિદ્ધ કરી ભકિત રસને અત્યંત દૃઢ કર્યો છે કે જે ગાતાં શ્રદ્ધાળુના હૃદયમાં ભકિત નામનો દશમો રસ ઉભરાઇ નીકળે છે. આવા સ્તવાદિકનું નિરંતર મનન કરવાથી આત્મામાં તેવા ગુણોનો કેટલેક અંશે પણ પ્રાદુર્ભાવ થઇ શકે છે. તથા ગુણગ્રાહી થવાની જિજ્ઞાસા વૃદ્ધિ પામે છે.

કુમારપાળ પ્રબંધ, કથા પ્રબંધ, સાંબ પ્રદ્યુમ્ન પ્રબંધ, વિક્રમ પંચદંડ પ્રબંધ, વિગેરે પ્રબંધોમાં મુખ્યત્વે કરીને ઇતિહાસ સંબંધી એટલે કે જીવનચરિત્ર સંબંધી

વિશેષ હકીકતો આવે છે, પરંતુ રસ, અલંકાર, વર્ણનો વિગેરે સંક્ષિપ્ત અથવા ક્વચિત જ આવે છે, તથા અવાંતર કથાઓ આવતી નથી. આટલો જ ચરિત્રોમાં અને પ્રબંધોમાં તફાવત જણાય છે. પરંતુ ધર્મ સંબંધી હકીક્ત તો દરેકમાં આવે છે જ.

ધર્મોપદેશકુલક, રત્નત્રયકુલક, દાનકુલક, શીળકુલક, તપકુલક, ભાવકુલક, પુણ્યકુલક, પાપકુલક, અભવ્યકુલક, ગૌતમકુલક, સંવિજ્ઞ વિનયકુલક, સ્થાપનાકુલક વિગેરે ઘણાં કુલકો છે. પ્રાયે ઘણો ભાગ માગધી ગાથાબંધ છે. તેમાં ગાથાઓની સંખ્યા પ્રાયેઃ નાની સંખ્યામાં હોવાથી તે કુલક તરીકે ઓળખાય છે. તેઓનાં નામ અન્વર્થ હોવાથી તે તે વિષયોનું નિરૂપણ તે તે કુલકોમાં કર્યું છે. તેમાંના કેટલાકની ઉપર નાની મોટી ટીકાઓ વિગેરે થયેલ છે. આમાં ખાસ અસરકારક ઉપદેશનો જ વિષય હોવાથી તે કંઠે કરવા લાયક છે.

ઔપદેશિક ગ્રંથો જેવા કે ઉપદેશમાળા, ઉપદેશપ્રાસાદ, ઉપદેશ કંદલી, ઉપદેશ કલ્પદ્રુમ, ઉપદેશ ચિંતામણિ, ઉપદેશ તરંગિણી, ઉપદેશ પંચાશિકા, ઉપદેશામૃત (કુલક) ઉપદેશ રત્નમાળા, ઉપદેશ રત્નાકર, ઉપદેશ પદ, ઉપદેશ રસાયન, ઉપદેશ રહસ્ય, ઉપદેશશતક, ઉપદેશ સત્તરિ, ઉપદેશ સપ્તતિકા, ઉપદેશ સંગ્રહ, ઉપદેશસાર વિગેરે ઘણા છે. તેમનાં અન્વર્થ નામજ કહી આપે છે કે તેમાં મુખ્યત્વે કરીને ધર્મનો ઉપદેશ જ સમાયેલો છે. આ ગ્રંથોમાં ભિન્ન ભિન્ન પદ્ધતિથી ધર્મ સંબંધી ઉપદેશ આપેલો છે. તેમાં ઉપદેશમાળામાં મૂળ ગાથાઓ માગધી ભાષામાં છે, તેની ઉપર સંસ્કૃત ભાષામાં ઘણી ટીકાઓ છે તેમાં મૂળ ગાથામાં જ આપેલા દૃષ્ટાંતોને ટીકાકારે સંક્ષિપ્ત કે વિસ્તૃત કથારૂપે વર્ણવ્યા છે, કે જે વાંચવાથી આનંદની સાથે ઉપદેશકનો ઉપદેશ હૃદયમાં ઠસી જાય છે, ઉપદેશ પ્રાસાદમાં ચોવીશ સ્તંભો નામના વિભાગ પાડેલા છે, અને સર્વે સ્તંભોના મળીને ત્રણસોને એકસઠ પ્રબંધો (વ્યાખ્યાનો) આપેલા છે. દરેક પ્રબંધને પ્રારંભે એક બે કે તેથી વધારે ઉપદેશક શ્લોક આપવામાં આવ્યા છે. તે શ્લોકની વ્યાખ્યા કરી તેને દૃઢ કરવા માટે પ્રાયે મૂળ શ્લોકમાં જ આપેલાં દૃષ્ટાંતો સંક્ષેપથી કથા ભાગ આપી સમજાવ્યાં છે. કથા ભાગમાં પ્રસંગે પ્રસંગે નીતિ તથા ધર્મના શ્લોકો તથા સૂત્રનાં પ્રમાણો પણ મૂકવામાં આવ્યાં છે, આ ગ્રંથમાં સંખ્યાબંધ કથાઓ ઉપરાંત જૈનધર્મનાં ઘણાં તત્ત્વોનો સમાવેશ કરવામાં આવ્યો છે, તેમનાં માત્ર નામ જ નીચે પ્રમાણે છે.—

તીર્થંકરના ચોત્રીશ અતિશયો, સમકિતના ત્રણ ભેદ, તેને પામવાના બે હેતુ, સમકિતના સડસઠ બોલ, તે પૈકી પરમાર્થ સંસ્તવ વિગેરે ચાર શ્રદ્ધા, સમકિતનાં શુશ્રૂષાદિક ત્રણ લિંગ, દશ પ્રકારનો વિનય, વિનયની પ્રશંસા, અવિનયનું ફળ, સમકિતની મન, વચન અને કાયા રૂપ ત્રણ શુદ્ધિ, સમકિતના શંકા, આકાંક્ષા

વિગેરે પાંચ દૂષણ, પ્રવચન ધર્મકથક વિગેરે આઠ પ્રભાવકો, સ્થૈર્ય પ્રભાવના વિગેરે સમકિતનાં પાંચ ભૂષણો, શમ, સંવેગ વિગેરે સમકિતનાં પાંચ લક્ષણો, સમકિતની છ યતના, રાજાભિયોગ ગણાભિયોગ વિગેરે છ આગારો, સમકિતની છ ભાવના, સમકિતનાં છ સ્થાનો, સમકિતના રોચકાદિક ત્રણ પ્રકારો, સમકિતનું વસ્તુસ્વરૂપ, બુદ્ધિના આઠ ગુણો, શ્રાવકનાં બાર અણુવ્રતો પૈકી પહેલું અહિંસા નામનું અણુવ્રત, તેના પાંચ અતિચાર, શ્રાવકને સવા વિશ્વાસની દયા હોય તેની ગણતરી, અહિંસા ઉપર પુરાણાદિકનાં પ્રમાણો, હિંસાના ચાર પ્રકાર, સ્થાવરોમાં જીવત્વની સિદ્ધિ, હિંસાના બીજા અનુબંધાદિક ત્રણ પ્રકાર, હિંસા તથા અહિંસાનું ફળ, બીજું અણુવ્રત મૃષાવાદ ત્યાગ, અસત્યના ચાર પ્રકાર, બીજા વ્રતના પાંચ અતિચાર, સત્યની પ્રશંસા, અચૌર્ય નામનું ત્રીજું અણુવ્રત, તેના પાંચ અતિચાર, ત્રીજું વ્રત ન પાળવાથી થતી હાની, ત્રીજા વ્રતની પ્રશંસા, બ્રહ્મચર્ય નામના ચોથા અણુવ્રતનું સ્વરૂપ, તેની પ્રશંસા, ભાવ બ્રહ્મચર્ય તથા ભાવ તપનું સ્વરૂપ, ચોથા અણુવ્રતના પાંચ અતિચાર, બ્રહ્મચર્ય પાળવાથી થતા ગુણ, ચોથાવ્રતનો ભંગ થવાથી બીજાં વ્રતોનો પણ ભંગ, પરિગ્રહ પ્રમાણ નામના પાંચમા અણુવ્રતનું સ્વરૂપ, પરિગ્રહનું પ્રમાણ કરવાની આવશ્યકતા, તે ન કરવાથી થતા દોષ, પાંચમા વ્રતના પાંચ અતિચાર, છઠું દિગ્વિરતિ નામનું અણુવ્રત, તેના પાંચ અતિચાર, છઠ્ઠું વ્રત પાળવાથી તથા ન પાળવાથી થતા ફાયદા ને નુકસાન, સાતમા ભોગોપભોગ નામના અણુવ્રતનું સ્વરૂપ, નાગરવેલના પાનનું અગ્રાહ્યપણું, બાવીશ અભક્ષ્યોનું સ્વરૂપ, મધનું પુરાણોમાં પણ ત્યાજ્યપણું, બીજાં અભક્ષ્યોનું વર્ણન, રાત્રિભોજન વિરમણ, તે પર અન્ય શાસ્ત્રોની પણ સંમતિ, દ્વિદળ સંબંધી વિશેષ વ્યાખ્યા, ચલિત રસ સંબંધી વિશેષ વ્યાખ્યા, વાસી અન્નના ત્યાગ વિષે, અજાણ્યા ફળની અભક્ષ્યતા, અનંતકાયનું સ્વરૂપ, કંદમૂળની ત્યાજ્યતા, વનસ્પતિનું પ્રમાણ, સાતમા વ્રતના વીશ અતિચાર, વીશે અતિચારોનો વિસ્તાર, આઠમા અનર્થ દંડ પરિહારનું સ્વરૂપ, તેના ચાર ભેદ, આર્ત્ત રૌદ્ર ધ્યાનનું સ્વરૂપ, નિદ્રાઓના પ્રકાર, પ્રમાદાચરણ વિષે, આઠમા વ્રતના પાંચ અતિચારો, સામાયિક નામના નવમા વ્રતનું સ્વરૂપ, તેના પાંચ અતિચાર, સામાયિકના ત્રણ પ્રકાર, ધર્મધ્યાનના ચાર ભેદ, સામાયિકના બત્રીશ દોષ, પાંચ પ્રકારનાં અનુષ્ઠાન, સામાયિકનાં ઉપકરણો, સામાયિકનું ફળ, દેશાવકાસિક નામના દશમા અણુવ્રત વિષે, તેના પાંચ અતિચાર, અઠ્ઠાઇનું સ્વરૂપ, પર્યુષણાની અઠ્ઠાઇ આરાધવાનાં પાચ સાધનો, વાર્ષિક અગ્યાર કૃત્યો, ત્રણ પ્રકારની યાત્રા, અગ્યારમું પૌષધવ્રત, પ્રતિક્રમણનું સ્વરૂપ, તેના આઠ પર્યાયો, આઠે પર્યાયનો વિસ્તાર, ઇર્યાવહીનું સ્વરૂપ, પૌષધ વ્રતના પાંચ અતિચાર, પૌષધવ્રતનું ફળ, અતિથિસંવિભાગ નામના બારમા વ્રતનું

સ્વરૂપ, તેના પાંચ અતિચાર, ગૃહસ્થનો ભોજન વિધિ, સાધર્મી વાત્સલ્ય, દાનના પ્રકાર, દેની અનુમોદના, તેનું ફળ, તીર્થયાત્રાનું ફળ, શત્રુંજય ઉપર થયેલા સોળ ઉદ્ધારનું વર્ણન, તેની યાત્રાનું ફળ, સ્નાન વિધિ, જિનપૂજા વિધિ, ચૈત્ય કરાવવા વિષે, મૂર્ત્તિનું સ્વરૂપ, ચૈત્યનો અર્થ, દેવદ્રવ્ય ભક્ષણના દોષ, ઉત્સર્ગ અપવાદનું સ્વરૂપ, નવકાર ગણવાનો સમય તથા તેનું ફળ, તીર્થંકર નામકર્મ બાંધવાના હેતુઓ, તીર્થંકરના પાંચ કલ્યાણકનું વર્ણન, સમવસરણવર્ણન, દેશનાનું વર્ણન, એકેંદ્રિયાદિકનું વર્ણન, ત્રસ જીવોને લગતા આશ્રવો, આવી ચોવીશીના ત્રેસઠ શલાકા પુરૂષોનું વર્ણન, ઉત્સર્પિણીના ચોથા, પાંચમા અને છઠ્ઠા આરાનું વર્ણન, ચાલુ પાંચમા આરાના ભાવ, કલ્કીનું વર્ણન, દીપોત્સવીનું વર્ણન, બેસતે વર્ષે જુહાર કરવાનું કારણ, જ્ઞાન ભણવા વિષે, જ્ઞાનપંચમીની આરાધના, દાન, શીળ, તપ અને ભાવ વિષે, સત્સંગ, અંતરંગ છ શત્રુ, છ લેશ્યાનું સ્વરૂપ, સહસા કાર્ય ન કરવા વિષે, કાર્યની સિદ્ધિમાં કાળાદિક પાંચ કારણો, કાળાદિક કરતાં કર્મનું બળવાનપણું, દ્રવ્યવંદન અને ભાવવંદન વિષે, જ્ઞાન અને વિજ્ઞાન યુક્ત ક્રિયા, નવ નિયાણાનું સ્વરૂપ, તેની વ્યાખ્યા, ઉપદેશને અયોગ્ય ચાર પ્રકારના મનુષ્યો, નિહ્નવોની ઉત્પત્તિ, ક્રોધાદિક કષાયનું સ્વરૂપ, ક્રોધ પિંડાદિકનું સ્વરૂપ, દશમા અદ્ધા પચ્ચખ્ખાણના ભેદ, ઉત્તરગુણ પ્રત્યાખ્યાનના દશ ભેદ, વ્રત ખંડનનું ફળ, મૌન એકાદશીની કથા તથા તેનું માહાત્મ્ય, મિથ્યાત્વના ભેદ, ભગવંતની આશાતનાનું માઠું ફળ, જ્ઞાનાચાર દર્શનાચારનું ભેદો સહિત વર્ણન, આઠ પ્રકારના પ્રભાવકો, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, તપાચારમાં તપસ્યાદિકનું વર્ણન, તેના બાર પ્રકારો, પાંચ મહાવ્રતો, તેની પચીશ ભાવના, વીર્યાચાર વિષે, તેમાં પૂર્ણતા, મગ્નતા, સ્થિરતા, શમતા વિગેરે વિષે, પાંચ ઇંદ્રિયોનું સ્વરૂપ, જ્ઞાનયુક્ત ક્રિયાનું ફળ, તૃપ્ત અતૃપ્ત, લેપ્ય અલેપ્ય વિષે, નિઃસ્પૃહતા, વિદ્યા અવિદ્યા, વિવેક ગુણ, માધ્યસ્થ્ય ગુણ, નિર્ભયતા, આત્મપ્રશંસા ત્યાગ, તત્ત્વદૃષ્ટિ, સંપત્તિની ક્ષણભંગુરતા, કર્મની વિચિત્રતા, ચિત્તની એકાગ્રતા, લોકસંજ્ઞાનો ત્યાગ, ચક્ષુસ્વરૂપ, મૂર્છા, ત્યાગ, અનુભવ, યત્ન, દ્રવ્યપૂજા, ભાવપૂજા, ધ્યાન, દુર્ધ્યાન, તપ, સાત નય, મનુષ્ય ભવની દુર્લભતા, ઉત્પાતિકી બુદ્ધિ, બે પ્રકારનાં આયુષ્ય, અશરણ ભાવના, સંસારની અસારતા, હુતાશિની પર્વ, ચાર પ્રત્યેક બુદ્ધ, તીર્થ સ્તવના, ધર્મ માહાત્મ્ય, ગુરૂપટ્ટાવળી, હીરવિજયજીસૂરિનું સંક્ષિપ્ત ચરિત્ર, વિગેરે વિગેરે ઘણા વિષયોનો આ ગ્રંથમાં સમાવેશ છે. આ વિષયો સ્થૂળપણે દેખાડેલા છે. તેમના અવાંતર ભેદોની ગણના કરવાથી લેખ પુસ્તકના રૂપમાં થઇ જાય માટે સંક્ષિપ્ત લખ્યું છે.

વાચક જૈન વર્ગ જાણી શકશે કે આવો એક જ ગ્રંથ સંપૂર્ણ સમજાયો હોય તો ધર્મ સંબંધી બહોળું જ્ઞાન પ્રાપ્ત કર્યું કહેવાય. તે વાત અમુક અપેક્ષાએ ઠીક છે. કારણકે આ સિવાય ઘણી વધારે સંખ્યાવાળી બાબતો જૈનધર્મમાં સ-

માયેલી છે. આ રીતે બીજા ઔપદેશિક ગ્રંથોમાં પણ ભિન્ન ભિન્ન વિષયો એટલા બધા છે કે લેખક તેમનાં નામ પણ લખી શકે નહીં. લેખકને જૈનધર્મના વિષયોના પ્રમાણમાં એક બિંદુ જેટલો પણ અનુભવ નથી. છતાં છે તેટલો પણ અનુભવ પ્રકાશમાં મૂકી શકાય તેમ નથી.

છેલ્લો ભાગ પ્રશ્ન શતી, પ્રશ્નાવળી, (મહુગુસ્રી) વિગેરે ચમત્કારિક શ્લોકબદ્ધ ગ્રંથો કે જે લેખકની દૃષ્ટિએ ટુંક મુદતથી જ આવ્યા છે. તે પહેલાં લેખકની ધારણા એવી હતી કે સમસ્યા પૂર્ત્તિ, દુર્ઘટ કાવ્ય પ્રબંધાદિકવાળાં કાવ્ય, એકાક્ષરાદિક, કાવ્ય, વિગેરે કવિતાના ચમત્કારિક ગ્રંથો જૈનાચાર્યોએ કરેલા જ નથી. પરંતુ મ્હેસાણા યશોવિજયજી પાઠશાળાની પ્રેરણાથી તેવા ગ્રંથો જોવા, વાંચવા તથા છપાવવા માટે પ્રેસ કોપી કરવાનો પ્રસંગ મળતાં જે ગ્રંથો જોવામાં આવ્યા છે. તે જોતાં આ લેખક તો આશ્ચર્યજ પામ્યો છે. ઉક્ત પાઠશાળા તરફથી છપાયેલા સ્તોત્રરત્નાકર ભાગમાં શ્રી મહાવીર, નેમિનાથ તથા સરસ્વતીની સ્તુતિ ગર્ભિત ભક્તામરસ્તોત્રના ચતુર્થપાદની સમસ્યાપૂર્ત્તિ કરેલી છે. પ્રશ્નશતી, પ્રશ્નાવળી, વિચિત્ર કાવ્ય (રારારે) વરસંવર, સહસામહુસા, વિગેરે ગ્રંથો કે જે હજુ છપાય છે. તે પૈકી પ્રશ્ન શતીમાં કુલ ૧૬૦ શ્લોકો છે, દરેક શ્લોકમાં પાંચ સાત કે ન્યૂનાધિક પ્રશ્નો છે. તેમનો જવાબ શ્લોકથી બહાર છે. અને તે ટુંકા અક્ષરોમાં છે. તે જવાબો શૃંખલા જાતિ, હારપ્રબંધ વિગેરે પ્રબંધોથી આપવામાં આવ્યા છે. પ્રશ્નાવલીમાં પણ મૂળ શ્લોકમાં માત્ર પ્રશ્નો જ પૂછયા છે અને તેના જવાબ તરિકે " ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ " એ રીતે અમુક અમુક વ્યંજનની બારાક્ષરીઓ જ આપી છે. તેમાંથી પ્રશ્નોના જવાબો ઘણીજ ખુબીથી કાઢવામાં આવ્યાછે. આ રીતે કુલ બાર શ્લોક પ્રશ્નના છે, અને તેના જવાબમાં જુદા જુદા બાર વ્યંજનોની બારાક્ષરીજ છે, " રારારે " વિગેરે વિચિત્ર કાવ્યોમાં એકાક્ષરી વિગેરે શ્લોકો છે. આ સર્વે ગ્રંથો ટીકા કે અવચૂરિ સહિત છે. જેથી તેનો અર્થ કરતાં કાંઇક સુગમ પડે છે.

તે ઉપરાંત નહિ છપાયેલી કલ્યાણમંદીરના ચતુર્થપાદની સમસ્યા પૂર્ત્તિ કે જેમાં ઘણી ખુબી વાપરી છે. તેમાં પ્રસંગોપાત કથા પણ સંક્ષેપ આપી છે. તે ગ્રંથ કુલ શ્લોક ૨૨૦૦ ના પ્રમાણ જેટલો છે. આ સર્વ ચમત્કાર કરતાં વધારે આશ્ચર્યકારક એ છે જે અષ્ટલક્ષીની એક પ્રત જોવામાં આવી છે કે જેની અંદર " राजानो ददते सौख्यं " આ એક પાદના જ આઠ લાખ અર્થ વ્યાકરણ અને કોષાદિકના પ્રમાણથી કરેલા છે. જેમાં સ્વમત પરમતના સર્વ દેવોની સ્તુતિ વિગેરેનો સમાવેશ કરેલો છે. તેનું પ્રમાણ પંદર સો શ્લોક જેટલું છે. તેના કર્ત્તા ખરતર ગચ્છના સમયસુંદર ગણિએ અર્થની ખુબી આશ્ચર્યકારક જ કરી છે. આ સર્વે ચમત્કારિક ગ્રંથો વાંચવાથી વાચકવર્ગને કોઇ અપૂર્વ વિદ્યાવિલાસનો આનંદ મળે તેવા છે. આ

વિગેરે નહીં છપાયેલા ગ્રંથોને છપાવવાની જરૂરીયાત સૌ કોઈને લાગે તેવી છે કારણ કે છાપવાથી ગ્રંથોની સવડ થવા ઉપરાંત તેની શુદ્ધતા તથા પદચ્છેદાદિકને લીધે તે ગ્રંથ લખાવતાં આઠ આના જેટલી સુગમતા થઈ જાય છે. પરંતુ તે બાબતમાં મનની ધારણા પ્રમાણે કાંઈક સૂચના આપવી દુરસ્ત ધારૂં છું કે—

ગ્રંથો છપાવતી વખતે ઘણી કાળજી રાખવાની જરૂર છે. જો કે હાલમાં ગ્રંથો છપાવવા માટે મોટી મોટી સારી સંસ્થાઓ લ્હી છે, અને તેની સંખ્યામાં વૃદ્ધિ પણ થતી જાય છે. તથા તેમાં ખાસ વેપારને જ માટે કામ કરનારા એક બે ગૃહસ્થો સિવાય અન્ય સંસ્થાઓ તો કેવળ જ્ઞાનના ઉદ્ધારને માટે જ દ્રવ્ય, સમય તથા મહેનતનો ભોગ જ આપનારી છે, અને તેથી કરીને તે તે સંસ્થાઓના કાર્યવાહકો પોતાની શકિત કરતાં પણ વધારે કાળજી વાપરે છે, અને વણિક જાતિને સુલભ એવા દ્રવ્ય સંકોચને જરા પણ સ્થાન આપતા નથી. પરંતુ જે જે વિષયના ગ્રંથો છપાવવાનું કામ પોતે કરે છે, તે તે વિષયોના પોતે સારા માહિતગાર હોવા જોઇએ, અને જે જે વિદ્વાનો પાસેથી કામ લેવામાં આવે, તે તે વિદ્વાનોએ મૂળ પ્રતના પાઠમાં કાંઇપણ ફેરફાર કર્યો છે કે નહીં ? તેનું ખાસ લક્ષ રાખવું જોઇએ. અને જો કોઇ વખત ફેરફાર કરવાની જરૂર લાગે તો બે ત્રણ પ્રત મળ્યા છતાં પણ તે મૂળ પ્રતનો પાઠ અંદર અથવા ફુટનોટમાં જણાવવો જ જોઈએ. ઉંચામાં ઉંચી વિદુષી સંસ્થાઓમાં પણ કવચિત્ મૂળ પ્રતનો પાઠ સંગત છતાં અસંગત લાગવાથી પ્રત્યંતરને પૂછ્યા સિવાય ફેરફાર કરી પ્રત્યુત અસંગત કરેલો દષ્ટિપથમાં આવે છે. વ્યાકરણ કાવ્યાદિક જેવા દષ્ટ પરિમિત વિષયમાં પણ સર્વજ્ઞપણું કહેવરાવવાની જ ઇચ્છાથી આવું પરિણામ કલ્પી શકાય છે. માટે છપાવવાના દરેક અંગમાં પૂર્ણ કાળજી રાખવી જોઇએ. આ કાળજીમાં વિદ્વાન અને કાર્યવાહક ઉપરાંત તે તે વિષયના વિદ્વાન મુનિરાજની તો સૌથી પ્રથમ જ આવશ્યકતા છે. અને તેની પ્રેસકોપી તથા છેલ્લું પ્રુફ જોવા માટે તેવા મુનિરાજની અવશ્ય જરૂર છે. આ રીતની કાળજીથી ગ્રંથ છપાયા પછી પણ જે જે ઠેકાણે પ્રથમ તે ગ્રંથ વાચના ભણાવવામાં આવે તે તે ઠેકાણે તેની અસલ એક બે પ્રતો તથા જે પરથી કામ કર્યું હોય તે પ્રત તેને પૂરી પાડવામાં આવે, અને વાંચનાર પૂર્ણ લક્ષથી તેની શુદ્ધિપત્રિકા કરી કાર્યવાહકને મોકલે તો તે ગ્રંથ પરમ શુદ્ધ થઈ શકે, નહીં તો છાપેલા પુસ્તકોમાં રહી ગયેલી ભૂલો એમની એમ રહી જાય છે, અથવા વાંચનાર પોતાની બુદ્ધિ અને જ્ઞાનના પ્રમાણમાં જેમતેમ સુધારી નાંખે છે. તેથી ગ્રંથકર્તાના અસલ પાઠનો લોપ થાય છે. જ્યાં જ્ઞાતા કાર્યવાહકની અને વિદ્વાન મુનિરાજની મદદથી અન્ય વિદ્વાનો કાર્ય કરતા હશે, ત્યાં આવી ભૂલો આવવા સંભવ રહેતો નથી.

આ ઉપરાંત એક નવીન વિચાર પણ જણાવવાની ઇચ્છા થાય છે કે લખેલા ગ્રંથોને માટે કાંઇ કહી શકાતું નથી, પરંતુ છાપેલા ગ્રંથો મુનિરાજોના ચાતુર્માસ્યા-

દિક થઈ શકે તેવા દરેક ગામોમાં મુનિરાજોની ગામના પ્રમાણુમાં સંભવિત સંખ્યાનુસાર તથા અભ્યાસના સંભવાનુસાર એક એક બબે કે તેથી વધારે સંખ્યાવાળા દરેક જાતના ગ્રંથો તે તે ગામોના પુસ્તકાલય તરીકે રાખવામાં આવે, તેમાં ભેટના ગ્રંથો વગર કીંમતે અને વેચાણુના ગ્રંથો તે.તે ગામના ખરચે અથવા તેવી કોઇ નવીન ( ભાવી ) સંસ્થાની મદદે રાખવામાં આવે, અને પછી જે મુનિરાજો ત્યાં રહે, તેઓ પુસ્તકો વાંચે ભણે, અને તે તે ગ્રંથો સંબંધી શુદ્ધાશુદ્ધ વિગેરે માટે જે જે સૂચના કરે, તે. તે ગ્રંથ છપાવનાર કાર્યવાહકોના જાણુવામાં આવે, તો કોઇપણુ મુનિરાજને કે ગૃહસ્થીને ગ્રંથોની અગવડતા રહે નહીં. તેમજ મુનિરાજોને તે સંબંધી ખટપટ એટલે હેરવણી ફેરવણીની ઉપાધિ કરવી પડે નહીં, અને જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં પોતાને ખપ કરતાં પણુ વધારે ગ્રંથોની સવડતા મળેલી જોઇ શકે.

હું ધારૂં છું કે આ વિચાર નવીન છતાં કેટલેક દરજ્જે વાચક વર્ગને સારો જણુાય તેવો છે. માત્ર તેમાં કેટલીક અગવડતા ( મુશ્કેલી ) ધારી શકાશે, પરંતુ સૂક્ષ્મ વિચાર કરવાથી મહાન્ કાર્યો કરનારને આવા કાર્યમાં મુશ્કેલી લાગે એ સંભવતું નથી. આવા મારા વિચારને માટે કેટલાક મુનિરાજ તથા કાર્યવાહક સંમત થયા છે, અને તેમના તરફથી ગ્રંથો છપાયે આ વિચારને સ્થાન આપવાનું પહેલું પગલું ભરવા ઇચ્છા પણુ રાખી છે.

" જૈન સાહિત્ય કથા " ના વિષયમાં દાખલા સહિત કેટલાંક સ્થળો પ્રદર્શિત કરવા લેખકની શરૂઆતમાં ઇચ્છા હતી. પરંતુ લેખ મોટો થઇ જવાના ભયથી માત્ર ગ્રંથોની અને તેના અમુક વિષયોની જ ભલામણુ કરવી પડી છે. કારણુ કે કથા વિભાગમાં કાવ્યાદિકનો સમાસ હોવાથી અને તેને અંગે અનેક વિષયોની અપેક્ષા હોવાથી કેવળ કથા ઉપરાંત ઘણા વિષયો લેવાની જરૂરીયાત જણુાઇ છે, તેથી શું લખવું અને શું ન લખવું ? એ વિષે કિંકર્ત્તવ્યતામાં મૂઢ થયેલા લેખકે લેખ વધી જવાથી રસ અલંકાર જેવા લગતા વિષયો પણુ મૂકી જ દીધા છે, અને લીધેલા વિષયો પણુ બનતા પ્રયત્ને " વિગેરે " શબ્દથી ભલામણુ કરી સંક્ષિપ્ત કર્યા છે. આશા છે કે વાચક વર્ગ દૂધમાંથી ઘૃતની જેમ સાર ગ્રહણુ કરી લેખકનો પ્રયાસ સફળ કરશે.

इति शम् ! तथास्तु !





ॐ नमः सिद्धेभ्यः

# ગુજરાતી જૈનોની સાહિત્ય સેવા.

## (લેખક પોપટલાલ કેવળદાસ શાહ રાજકોટ.)

સાહિત્યની સેવા બજાવવા માટે આજે જે સંમેલન કરવાનું કાર્ય બજાવવામાં આવ્યું છે, તે સ્તુતિપાત્ર છે. એમ પ્રારંભમાજ મારે જણાવવું જોઇએ. જાતીય સાહિત્યની ઉન્નતિ કર્યા વગર જાતિની ઉન્નતિ થવાની નથી. જે વખતે જૈનોના સમર્થ વિદ્વાનો જાતીય સાહિત્યની ઉન્નતિ કરી રહ્યા હતા ને વખતની જૈનોની જાહોજલાલીનો ખ્યાલ કરો તો એ વાત સ્પષ્ટ સમજાશે. તે વખતનો પુસ્તકસંગ્રહ ત્યાર પછીના કાળમાં માત્ર ઉધઇને જ ખાવાવી દેવામાં આવ્યો છે. એ પણ કાળની બલિહારી જ છે. કલિકાળ સર્વજ્ઞ પદધારક હેમાચાર્ય જેવા સમર્થ વિદ્વાને સાડાત્રણ કરોડ શ્લોક લખી સાહિત્યની કેટલી બધી સેવા બજાવી છે ! હિંદના કોઇપણ ભાગ કરતાં હિંસાથી વધારે દૂર રહેલો ગુજરાત પ્રાંત હજી પણ એવા સમર્થ ધર્માચાર્યની –સર્વ જીવ રક્ષાની–બોધક અસરથી–જીવદયામાં અગ્રગણ્ય ગણાય છે. એ બધો પ્રતાપ ધાર્મિક સાહિત્યનો છે. જુદા જુદા દેશોનો ઇતિહાસ તપાસો. જાપાન, અમેરિકા, યૂરોપ, વગેરે દેશો તરફ નજર કરો તો જણાશે કે એ સઘળા દેશો જાતીય સાહિત્યની અભિવૃદ્ધિથી જ આગળ વધ્યા છે.

કેટલી બધી ભાષામાં બાઇબલના તરજુમા થયા છે, જુઓ. કેટલાં બધાં નાનાં મોટાં પુસ્તકો ખ્રિસ્તી મીશનરીઓએ બીજી કોમોને પોતાનો ધર્મ સમજાવવા પ્રગટ કર્યા છે. પોતાનું જાતીય સાહિત્ય ફેલાવવા માટે કેટલી ભાષાનો તેઓ અભ્યાસ કરે છે. તે જુઓ. પોતે જેને જ્ઞાન માને છે, તેનો અને સામાન્ય ભણતરનો ફેલાવો કરવામાં તેઓ કેટલું બધું નાણું ખરચે છે અને કેવા કેવા પ્રબંધો રચે છે, તે જુઓ. એ બધું જોવા જાણવાથી જણાશે કે જાતીય સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે સતત ઉદ્યોગ કરવાની જરૂર જ છે.

પ્રભુ કૃપાથી જેઓ ધનવાન–લક્ષ્મીવાન બન્યા છે, તેઓ લક્ષ્મીના રક્ષક માત્ર બની સાહિત્યનો યોગ્ય આદર કરતા નથી એ વાત માત્ર જણાવવાનું અસ્થાને નહિ ગણાય પોતાનાં બાળકોને વિશ્વવિદ્યાલયની ઉપાધિઓ મેળવવાની સગવડ

કરી દેવામાં તેઓ કેટલું બધું દ્રવ્ય ખરચે છે ? પણ જાતીય સાહિત્યનો અભ્યાસ કરવા કરાવવામાં કે એ સાહિત્યને ઉત્તેજન આપવામાં તેઓ કેમ-પછાત રહે છે તે સમજાતું નથી. સાહિત્યમાં તેમને કશો સ્વાદ લાગતો નથી અને તે શુષ્ક કે નકામી બાબત તેમને મન ગણાય છે. માગી માગીને વાંચનારો વર્ગ જ્યારે પશ્ચિમના દેશોમાં નથી ત્યારે તેવો વર્ગ આપણા દેશમાં છે અને તે માત્ર સાધારણ માણુસો નહિ, પણ લક્ષ્મીના પુત્રો પણ થોડા ઘણાખરા તેઓ અનેક બીજી બાબતોમાં નાણાં ખરચે છે પણ સર્વ સામાન્ય જાતીય સાહિત્યની વૃદ્ધિ માટે યોગ્ય શ્રમ લેતાં નથી.

ખ્રિસ્તિ ધર્મના મુખ્ય ત્રણ અને તેના વળી કેટલાક શાખા મતો હોવા છતાં ખ્રિસ્તિ ધર્મનું સામાન્ય સાહિત્ય ફેલાવવાને તેઓ સર્વે કેવો સરસ પ્રયત્ન કરી રહ્યા છે તે તરફ નજર કરો. તેઓની પરસ્પરની સહિષ્ણુતા-નિહાળો. શું તેઓમાં એવા વિદ્વાનો નથી પડયા કે જેઓ એક બીજાના ખંડન મંડન સવિસ્તાર અનેક ગ્રંથો લખી શકે અને ફેલાવી શકે? દુનીઆના સર્વ ભાગમાં ફરીને તેઓ પોતાનું જાતીય સાહિત્ય ફેલાવવા તરફ કેવી મહેનત લે છે, તે જુઓ. અને તે ઉપરથી આપને જૈન ધર્મને છિન્ન ભિન્ન થઇ જતો અટકાવી સર્વ સામાન્ય ધાર્મિક સાહિત્યની જરૂર જણાતી હોય તો ખંડન મંડનના સાહિત્યની વૃદ્ધિથી અટકવાનો વિરમવાનો હવે ખાસ ઠરાવ કરો.

ગમે તે શાખામતમાંના ખ્રિસ્તિ છોકરાઓને કે છોડીઓને યૂરોપ અમેરિકામાં તેમના સામાન્ય ધર્મની કેળવણી કેવી રીતે આપવામાં આવે છે, તેમની તપાસ કરો. અને કોઇપણ રીતે દેશપરદેશમાં જાતીય સાહિત્ય ( આજના જમાનાને રૂચિકર થઇ પડે તેવી ઢબે તૈયાર કરી, ફેલાવવાનો અબળ પ્રયત્ન કરો. બૌદ્ધધર્મનું સાહિત્ય દેશ પરદેશમાં કેટલું બધું પ્રસિદ્ધિને પામ્યું છે, તે તપાસો. શું તેમાં શાખામતો નથી ? ભાઇઓ યુદ્ધનાં-ખંડન મંડનનાં સાહિત્યો કરતાં હવે જૈન સમાજને કેવા સાહિત્યની જરૂર છે, તેનો વિચાર કરો, ધોરણો બાંધો, યોજનાઓ ઘડો અને એ યોજનાઓ અમલમાં મૂકો. હાથે હાથ મેળવી કામ કરો. તકરારો તથા ટંટાફિસાદોને તિલાંજલિ આપો. લડાઇઓ બંધ પાડવા લવાદો નીમો. હવે તો માત્ર ધર્મવૃદ્ધિ માટે દેશ પરદેશમાં અને અન્ય કોમમાં કામ આવે એવાં સાહિત્યની વૃદ્ધિ કરો. અમેરિકાનો ધનપતિ એન્ડ્રુ કારનેગી હેગમાંના શાંતિ મંદિરને ઉત્તેજન આપવા મહેનત કરે અને જગતમાંથી કેમ યુદ્ધો ઓછાં થાય તથા મનુષ્યનું લોહી ન રેડાય એ વાતની ચિંતા રાખી શાંતિ પ્રસરાવવા શ્રમ લે ત્યારે જગતના નાના મોટા સર્વે જીવને શાંતિનું સામ્રાજ્ય આપનાર-અભયદાન દેનાર જૈનવર્ગ તે સંબંધીના સાહિત્યનો ફેલાવો કરવામાં કંઇ શ્રમ ન લે તો પછી આવા સાહિત્ય સંમેલનનો વ્યવહારૂ લાભ શો ? સંમેલનોથી શું સર્યું ?

સાંપ્રત સમયમાં કેવા સાહિત્યની જરૂર છે તે ટુંકામાં બતાવી સાહિત્ય સેવા થીજ આપણી ઉન્નતિ કરી શકાશે. એટલું ટુંકામાં જણાવી જૈન સાહિત્ય તથા સર્વ દેશી સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે ગુજરાતે શું શું કર્યું છે તે ટુંકામાં જણાવીશ.

સોરાષ્ટ્ર દેશમાં આવેલા વલ્લભીનગર કે વળામાં જૈન શાસ્ત્રો પુસ્તકારૂઢ કરવાનો શ્રી દેવર્દ્ધિક્ષમાશ્રમણે લગભગ તેર વર્ષ સુધી યત્ન કરીને જગત્ જીવોના કલ્યાણ માટે તીર્થંકર દેવની વાણી જાળવી રાખી એવા પરમ પવિત્ર અને પરમાવશ્યક કર્તવ્યનો ચિરસ્થાયી યશ ગુજરાતને અપાવ્યો છે, તે આપણે કદી પણ વિસરી જવાના નથી.

ત્યારપછી શીલાંગાચાર્ય જેવા સમર્થ સાક્ષરે આચારાંગાદિ આગમો ઉપર ટીકાઓ લખી તેઓનો વિનય અને પ્રભુપરાયણ વૃત્તિ નીચેના શ્લોક પરથી જણાઇ આવશે.

आचार शास्त्रं सुविनिश्चितं जगत् जगादवीरो जगते हितायय:
तथैव किंचिद्गदत: सत्त्वैवमे पुनातु धिमान् विनयार्पिता गिर:

અગિયારમા સૈકામાં થયેલા અભયદેવસૂરિએ પણ કેટલાંક આગમો ઉપર ટીકા લખી તેમના વખતમાં ( સં. ૧૧૧૧ માં ) અપભ્રંશ ( ગુજરાતી કેવી હતી તે જણાવવા આ નીચે એ પ્રાકૃતની એક લીટી લખી છે.

एम पसीय सुपासनाइ थंभणपुर ठ्यि

( એમ પ્રસન્ન થાઓ સુપાર્શ્વનાથ સ્તંભનપુર સ્થિત )

હાલ આપણે જેને ગુજરાત કહીએ છીએ તેનો વિસ્તાર અસલ આજના જેટલો નથી. ડૉ. દેવદત્ત ભાંડારકર કહે છે કે અસલ ગુજરાતની રાજધાની કનોજ હતું. આ બહુ જુના વખતની વાત છે. પરંતુ એમ જણાય છે કે પછી ધીમે ધીમે ગુર્જર પ્રજા નીચલા પ્રદેશમાં ઉતરતી ગઈ ને ઉત્તરગુજરાતનો વિસ્તાર ઘટી દક્ષિણ પશ્ચિમમાં વધવા લાગ્યો. બીઆવર વગેરે સ્થળમાં આજે પણ હજી ભરવાડણને ગુર્જરી કહી બોલાવવામાં આવે છે. જેને આપણે હાલ ગુજરાત કહીએ છીએ. તેનો મહીની નીચેના ભાગનો ભાગ ગુજરાત તરીકે ( અણહિલવાડ પાટણમાં ગુજરાતની રાજધાની થયા છતાં ) ઘણા વખત સુધી ગણાયો નહોતો. સોલંકી રાજાના વખતમાં મહી ને નર્મદા વચ્ચેનો મુલક લાટદેશ ગણાતો હતો. આ બધું જણાવવાનો હેતુ એ છે કે ગુજરાતી ભાષાની ઉત્પત્તિથી આજ સુધી ગુજરાતીઓની સાહિત્ય સેવાની આત્ર જે રૂપરેખા આ નાના નિબંધમાં દોરવાની છે, ને જેમાં રાસા વગેરેની રચનાની વાત આવવાની છે તેનો સંબંધ સ્પષ્ટ જાણવામાં આવે. ગુજરાતી ભાષામાં લખાયેલા રાસા તથા બીજાં લખાણો જૈન સાધુઓને જુદે જુદે સ્થળે ચાતુર્માસાદિ કરી એ ચાતુર્માસમાં એ રાસા ગુજરાતી ભાષામાં રચ્યા છે. બિકાનેર, સોજત, પાલી,

મારવાડ, મેડતા, સાદડી, નાગોર, પાલણપુર, અણહીલપુર, ખંભાત, અમદાવાદ, વગેરે સ્થળે રહી રાસાઓ વગેરે રચ્યા છે. પ્રાકૃતમાંથી અપ્રભ્રંશ ને અપભ્રંશમાંથી ગુજરાતી ભાષા થઇ છે. ધીમે ધીમે વિકાર પામતાં એ ભાષાનું આજનું સ્વરૂપ બંધાયું છે.

એક વિદ્વાનના કહેવા પ્રમાણે ૧૫ મા સૈકા પહેલાંની ગુજરાતી ભાષાને પ્રાચીન ગુજરાતી, ત્યારપછી મધ્ય કાલીન ગુજરાતી અને પછી હાલની ગુજરાતી એમ ભાગ પડે છે. હાલની ગુજરાતીમાં જૈન મુનિરાજો તથા શ્રાવક ભાઇઓ ગદ્ય પદ્ય લખે છે તેની વિગતમાં ઉતરવાનું (હમણાના જૈન કલહના માન અને મોટાઇની મારા મારીના કાળમાં) માંડી વાળવાનું યોગ્ય ધાર્યું છે. તો પણ અહીં ટુંકામાં જણાવીશ કે બીજાઓની પેઠે આપણે જૈનો પણ ગુજરાતી સાહિત્ય સેવામાં કંઇને કંઇ ફાળો આપ્યા કરીયે છીએ. મધ્યકાલીન ગુજરાતીમાં પુષ્કળ રાસાઓ જૈનોએ રચ્યાં છે. અને સમર્થ સાધુઓ એ કાળમાં સાહિત્ય સેવા બજાવી ગયા છે.

પ્રાચીન ગુજરાતીના સમયમાં સાહિત્યની સેવા બજાવનાર પંડિત હેમાચાર્યનું નામ સૌથી પ્રથમ મુકાયું છે. હિંદી ભાષાનો આદિ કવિ ગણાતો ચંદ, ઇગ્લાંડનો આદિ કવિ ચોસર અને ગુજરાતીનો આદિ કવિ નરસિંહ મહેતો એ બધાની પહેલાં આ સમર્થ પંડિત થયો છે, તેમના વખતની ગુજરાતીનો નમુનો જોઇએ.

ઢોલ્લા મઇં તુંઇં વારિઉં, મા કુરૂ દીહમાણું
નિદ્દઇ ગમઇ રત્તડી, દડવડ હોઇ વિહાણુ
(ઢોલ્લા મે તને વારિયો, મા કર દીર્ઘ માન
નિદ્રાએ જશે રાત્રી, દડવડ થાશે વહાણું)

ત્યાર પછી સં. ૧૩૨૭ માં રચાયેલા સપ્ત ક્ષેત્રી રાસને અને સં ૧૩૪૭ માં રચાયેલા પ્રબંધચિંતામણિ ગ્રંથને મૂકી શકાય. મેરૂતુંગાચાર્યે પ્રબંધચિંતામણિમાં અનેક પ્રબંધો આપી ઇતિહાસનું જ્ઞાન મેળવનારને ઇતિહાસ લખનારને કેટલીક સગવડ કરી આપે છે. ગુજરાતનો ઇતિહાસ રજપૂત કાળનો તૈયાર કરવામાં ઘણે ભાગે જુદા જુદા જૈન લેખકોનાં લખાણો જ વિશેષ ઉપયોગી થયાં છે.

એજ આરસામાં રત્નસિંહસૂરિ તરફથી ઉપદેશમાળા નામનો ગ્રંથ રચાયો છે. તેમાં જુદી જુદી બાબતો પર ઉપદેશ આપનારી ૫૪૦ ગાથાઓ તેમાં છે. તે વખતની ભાષા જાણવા માટે તેમાંની એક ગાથાની છ લીટીમાંથી માત્ર બે લીટી આ નીચે આપી છે.

નિય પુત્તહ રણુસીહરાય પડિબોહણુ સારહિં
કરઇ એસ ઉવએસમાલ. જીણ વયણુ વિયારહિ
( નિજ પુત્ર રણુસિંહરાય પ્રતિ બોધન સારૂ
કરી આ ઉપદેશ માળ જીન વચન વિચારે )

૧૪ શતકમાં તેજસિંહના એક ગ્રંથ સિવાય બાકીના બધા ગ્રંથો ગુજરાતીમાં જૈન સાધુઓના રચેલા હોવાનું તથા એ શતકમાં ચાલેલા રાજદ્વારી ક્ષોભના વખત માં જૈન ગચ્છોના ચાર પાંચ સાધુઓ ફકત સાહિત્યના એટલા આધારભૂત હતા એમ પ્રથમ ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના નિષ્પક્ષપાતી પ્રમુખ સાક્ષરે પોતાના ભાષણમાં જણાવ્યું હતું. બેશક " આ ગ્રંથો પણ મોટા ભાગે ધર્મ સાહિત્યના અને સંસ્કૃત સાથે પ્રાકૃતમાં પણ છે."

૧૫ મા શતકમાં સં ૧૪૧૦ ની લગભગમાં જયાનંદસૂરિએ ક્ષેમ પ્રકાશ અને ગુણરત્નસૂરિએ ભરત બાહુબલિ રાસ રચ્યો છે. તેજ અરસામાં રસામાં સં ૧૪૧૧ ને ૧૪૧૨ માં વિજયભદ્ર ( ઉદયવંત ) કવિએ હંસરાજ વચ્છરાજનો રાસ, શીલ રાસ અને ગૌતમ રાસ લખ્યા. તેમાં વપરાયેલી છટાદાર ભાષાને લીધે ગુજરાતી ભાષાના આદિ કવિ તરીકે વિજયભદ્ર મુનીને મુકવા હોય તો મૂકી શકાય. તેમના નાના પણ સુલલિત ગૌતમ રાસથી આપણે અજાણ્યા નથી. તેમની ભાષાનો નમુનો આ નીચે આપ્યો છે.

પુનિમ દિન જિમ સસિપાલ સોહે, સુરતરૂ મહિમા જિમ મન મોહે.
પુરવ દિસિ જિમ સહસ કરૂ.
પંચાયણુ જિમ ગિરિવર રાજે, તરવમ ઘર જિમ મયગલ ગાજે.
તિમ જિનશાસન મુનિ પવરૂ.
( પુનમ દિન જેમ શશિયલ શોભે, સુરતરૂ મહિમા જેમ જગ મોહે.
પૂર્વ દિશે જેમ સહસ્રકર.
પંચાનન જેમ ગિરિવર રાજે, નરપતિ ઘર જેમ મદગલ (મેગલ) ગાજે.
તેમ જીનશાસન મુનિ પ્રવર. )

એ સિવાય એ શતકમાં મુનિસુંદર, સોમવર્ધન સર્વેએ કંઇક લખ્યું તે હવે આપણે લંબાણુ નહિ કરતાં માત્ર ૧૬ મા શતકનું સાહિત્ય ઉપરટપકેથી તપાસી આ નિબંધ પૂર્ણ કરીશ.

આ સૈકામાં મતિશીખર, જ્ઞાનસાગર, ભક્તિવિજય, હીરકળશ, સોમવર્ધન, રાજકુશળ, જયસુંદર શિષ્ય, હર્ષકુશળ, લબ્ધિસાગર, લાવણ્યસમય, ધર્મ દેવગણિ, દેવકુલસિંહ, સહજ સુંદર વગેરે જૈન કવિઓએ યથાશક્તિ ગુજરાતી સાહિત્યની સેવા બજાવી છે.

યથાયોગ્ય બ્રહ્મચર્ય પાળનાર સુદર્શન શેઠનો રાસ, પ્રદેશી રાજાનો રાસ, ચંદ રાજાનો રાસ, વસ્તુપાળ તેજપાળનો રાસ, આ સૈકામાં લખાયા. ખાસ જાણવા જેવું તો એ છે જે સિંહાસનબત્રીશી, સુડા સાહેલીને ચિત્રસેન પદ્માવતી, જેવી કથાઓ કે જે કથાઓ ૧૮ માં સૈકામાં શામળભટ્ટ કવિએ લખ્યાનું જ ગુજરાત જાણે છે તે પ્રથમ જૈન કવિઓએ આ ૧૬ મા સૈકામાં લખી હતી. પ્રેમાનંદ કવિએ નળાખ્યાન લખ્યાં પહેલાં બે વરસે લખાયેલો શ્રીપાળનો રાસ જેમ તે કાળે જશો-વિજય જેનેદિ નય વિજયજીએ લખ્યો હતો. તેમ આ ૧૬ માં સૈકામાં એ નામનો એક રાસ સં. ૧૫૩૧ માં ને એક ૧૫૫૭ માં જુદા જુદા જૈન કવિઓએ રચ્યો હતો. ઇ. સ. ૧૫૨૧માં સિદ્ધચક્રરાસ રચાયો હતો. એ સિદ્ધચકનો મહિમા દર્શાવવા જ શ્રીપાળરાસ રચ્યો છે. ગૌતમ સ્વામીનો રાસ સં. ૧૫૭૦ માં લાવણ્ય સમયે લખ્યા છે તે વખતની ભાષા જાણવા બે લીટી આ નીચે આપી છે.

જે વઇરી વિરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુંકડા;
શાળ દાળ સુરહા ધૃત ગોળ, મન વાંછિત ફોફળ તંબોળ.
ઘરેસુ ઘરૂણી નિર્મલ પ્રીત, ગૌતમ નામે પુત્ર વિનીત.

હવે લંબાણ નહિ કરતાં આ વિષય પૂર્ણ કરવાનો છે.

આ નિબંધનું નામ "ગુજરાતી જૈનોની સાહિત્ય સેવા" એવું લખ્યું છે, પણ મારી અંતગતિ ભાવના એવી છે કે હાલ આપણા દેશને અને ધર્મને કેવા સાહિત્યની જરૂર છે તે પર ધ્યાન ખેંચવું. અહિંસા ધર્મ પ્રચારને અર્થે જેવા સાહિત્યની જરૂર આ સાહિત્ય સંમેલન વિચારે તેવા સાહિત્યની વૃદ્ધિ અર્થે પ્રયત્ન કરવો એમ મારૂં લખવું છે, જૈન સિવાયના અન્યને અહિંસાના લાભ અને ખુબીઓ અસરકારક રીતે સમજાવી શકાય એવા પુસ્તકો થવાની જરૂર છે, અને દરેક ભાષામાં તેનો તરજુમો થાય અને આપણા શ્રાવક ઉપદેશકો દરેક દેશમાં તેને પ્રસાર કરવા ઘુમે તેમ થવાની જરૂર છે. જૈન કોમ બીજી કોમના પ્રમાણમાં ઘણું દ્રવ્ય ખરચે છે તે જમાના પ્રમાણે તેનો જાતીય સાહિત્યની વૃદ્ધિ માટે અને જાતીય અનાથાશ્રમ વિધવાશ્રમ, ગુરૂકુલ ઇત્યાદિ સંસ્થાઓના સ્થાપન માટે એ દ્રવ્ય ખરચાય એમ મુનિરાજોએ ઉપદેશ કરવાની જરૂર છે. શ્રાવકોના ઉદ્ધારની વાતો ઉપર હમણાં વધારે લક્ષ આપવાની જરૂર છે. યુરોપની વેજીટેરિયનસોસાયટીઓ પશુરક્ષક મંડળો વગેરેની સાથે મળી જૈન સાહિત્યનો પ્રસાર કરવા બને તે ઉપાયો લેવા જોઇએ. બ્રિટિશ શીતળ છત્ર નીચે વ્યાપી રહેલ શાંતિનો લાભ લેવાની જરૂર છે. શુદ્ર વર્ણોને પણ શામાટે જૈનધર્મનો બોધ ન દેવો? તેઓ માંસાહારી મટશે તો તેથી કાંઇ જેવો તેવો લાભ નથી તેથી ટુંકમાં જેમ બને તેમ જૈન સાહિત્યનો એટલે અહિંસા ધર્મનો વિશેષ પ્રચાર થાઓ તેમ કરો ને વિજય મેળવો. અસ્તુ.





# જૈન કેળવણીના ઉદ્ધારની જરૂર.



( લે. એ. એમ. શાહ. કલકત્તા. )

મહેરબાન પ્રેસીડંટ સાહેબ અને મહારા વ્હાલા બંધુઓ ! જો કે હું વીદ્વાન નથી પણ મારા બંધુઓની સ્થીતીને નીહાળતાં તે વીશે થોડાએક શબ્દો પ્રગટ કરવાની લાંબા સમય થયાં ઉમેદ હતી તે આજે આપ સાહેબોની સમક્ષ લખાણરૂપે રજુ કરવાને મને પ્રસંગ મળેલ છે તે માટે મારા આત્માને ધન્યવાદ દઉં છું. અને જણાવવાની રજા લઉં છું કે—

આ સંમેલનમાં જર્મનીના પ્રોફેસર અને જૈનગ્રંથોના સંશોધક મી. હર્મન જેકોબીએ જે ભાગ લીધેલ છે, તે બેશક આપણી જ્ઞાતીને અભીમાન ધારણ કરાવે છે.

આપણી કોમમાં સાહીત્યના શોખીન કવીતાઓ અથવા તો ગદ્યના પીતાઓ અર્થાત્ વિદ્વાન નરરત્નો ઉત્પન્ન થાય તે માટે બેશક આપણે ઘણુંજ આનંદીત થવાનું છે. અને તેમ સર્વ કોઇ હોઇ શકે તેમાં કશું નવાઇ જેવું નથી. પણ એક દીલગીર થવાની વાત એ છે જે સમયને અનુસરી મારા કેટલાએક ઉગરતા બંધુઓ ફેશનની ફીશીઆરીમાં તણાઇ જઇ પોતાની પંડીતાઈ બતાવવાને ખાતર તથા પોતાને જાહેરમાં મુકવા ખાતર જુદા જુદા રાગ રાગણીના નાટકની ચાલના સ્તવનો તથા પદો બનાવી જલદી પ્રસીદ્ધીમાં લાવી મુકે છે. હવે જે કૃતી બનાવેલી છે તેમાં આપણા પોતીકા ધર્મથી કેટલું ઉલટું છે. તેનો વીચાર ધર્મ જ્ઞાનથી અજ્ઞાત હોઇને જાણી શકતા નથી. અને જેથી કરી હાલની વ્યવહારીક રીતને અનુસરી કેટલું બધું અયોગ્ય ડફાણ ઘસડી કાઢે છે કે જેથી જૈન વાંચકના હૃદયને આઘાતરૂપ લાગે છે. અને તેનો એક દાખલો નીચે જણાવવાની રજા લઉં છું. તેમાં કશું ખોટું જણાશે નહીં.

શા. રતનસી વેલજીના નામથી પ્રસીદ્ધ થએલ "શ્રી વીધી પક્ષ ગચ્છીય શ્રાવકસ્ય પ્રતીક્રમણાદી સુત્ર" ના નામની એક બુકમાં કર્વી હરખચંદ પોતાના બનાવેલા વર્ધમાન સ્વામીના એક પદની કડીમાં આત્માને ઉપદેશ કરતાં લખે છે, જે

જીને તોકું નરદેહી દીની. ગર્ભથી આંચ ઉધાર્યો
ના પ્રભુજી કું તેં શઠ સુરખ એક ઘડી ન સંભાળ્યો.
રે મન કયું જીન નામ વીસાર્યો.

જુઓ મારા બંધુઓ કેટલી બધી ઉત્સુત્ર પ્રરૂપણા થઈ છે તે જરા ખ્યાલમાં લાવો અને તેવાં પદોને પ્રસિદ્ધિમાં લાવ્યા પહેલાં કોઇ પ્રકારે તેની દ્રાઇ થવી જ જોઇએ. તેવાજ ઉપાયો યોજવા પ્રયત્ન કરો.

આવાં પુસ્તકોને પહેલાં વહેલાં એક કમીટી દ્વારા તપાસરાવવાં જોઇએ અને ત્યારબાદ પ્રસીદ્ધ થાય તો તેથી આપણે સારો લાભ અલબત્ત મેળવી શકીએ જ.

ત્યારે આ બાબત માટે ખાસ કરીને એક કમીટીની સ્થાપના કરવાની જરૂર હોઈ શકે કે નહીં તેનો વિચાર હું આપનેજ સોપું છું. આ કમીટીમાં ગીતાર્થ મુનિરાજો પણ હોવા જોઇએ. એ વાત પણ ભુલી જવાની નથી.

વળી કેટલાકો પોતાનું મંતવ્ય જ ચલાવવાને ખાતર નવાં નવાં પોતની મરજી મુજબ વીતરાગના વચનોની વીરૂદ્ધના પુસ્તકો છપાવી પોતે ફતેહમંદથી કાર્ય ચલાવે જાય છે. તેનું કારણ માત્ર એજ છે જે "ઘરકુટે ઘરજાય" તે મુજબ બન્યું છે. અને એ પણ સત્ય જ છે. જે આવા અધમ સમયમાં જો આકરાં કર્મોની ઉદ્ભવના ન થાય તો તે પણ એક ખામી જ ગણી શકાય. તો તે વીષે વધારે વીવેચન નકામું છે. કેમકે જે મનુષ્ય પોતાની દેહને ભ્રષ્ટ કરે છે, તે ફરીને પોતાની મૂલ સ્થીતી ઉપર આવે એ અશકય છે. હવે એ વીષયને એક બાજુ રાખી આગલ જણાવવાનું જે—

આપણાં ઉછરતાં બાલોને સાહીત્ય સંપાદન કરવાના સ્થાનો ઘણાં કમતી છે. કોઈ કહેશે કે સાહીત્યનાં સ્થાનો હાલનો ઘણાં વધી પડયાં છે, તો જણાવવાનું જે અલબત વધારો થએલ છે પણ ગરીબ વર્ગના આપણાં બાલ વીદ્યાર્થીઓને ભણવાને માટે ફ્રી સાહીત્ય શાલાઓની જરૂર છે. અને જેને માટે આપણે દરેકે દીલગીર થવું જોઇએ કે આવી શાલાનો આપણી કોમમાં મોટી ખોટ છે. અને આવી શાલાઓને સ્થાપવાને માટે આપણે સઘલાએ એકત્ર થઈ યોગ્ય પગલાં લેવાની જરૂર છે. કારણકે આપણી જ્ઞાતીના નીર્ધન બાલો આવી ફ્રી સંસ્થાના અભાવે સાહીત્યરૂપ રચના સારથી નહીં બનતાં. ગુલામગીરીના ગુહ્ય ઘાતક પ્રવાહમાં પોતાની અમુલ્ય જીંદગીને વહેતી કરી દે છે, તો તેનો અટકાવ કરવાને માટે શું આપણે કમર કસી તૈયાર થવાની જરૂર નથી ? બેશક આપણે તૈયાર થવું જોઇએ અને આવી શાળાઓની સ્થાપના કરી આપણા ધર્મબંધુઓને જ્ઞાન પ્રદાન કરાવી આપણા જ્ઞાનનું પ્રતીબીંબ અન્ય દર્શનીઓના હૃદયમાં પણ પાડવું જોઇએ. આપણા જ્ઞાનનો ફેલાવો થવાથી આપણને કેટલો લાભ છે તેનો વીચાર કરશો.

આપણાં સાહીત્યો જે ગુઢ છે, તેનું અવલોકન ઘણું જ ગહન છે અને તે જ્ઞાનની પ્રતીભા જ્યારે આપણાં હૃદયમાં ન પડે ત્યારે આપણે આપણાં જૈન બીરૂદને ઝાંખ લગાડીએ છીએ. જૈન થઇ પોતીકા જ્ઞાનનું રહસ્ય યાતો સાહીત્ય આમ્રરસનો સ્વાદ ન જાણ્યો તો ખરેખર આપણામાં અને પશુમાં શું તફાવત કહી શકાય! હવે આ અમૂલ્ય લાભ લેવા—આપવાને ઉકત સંસ્થાઓની શું જરૂર જણાતી નથી?

અલબત મારે ભાર દઇને જણાવવું પડે છે કે આપણે આપણાં સાહીત્યનો અંશ પણ નહીં જાણતા હોઈ અસહ્ય સ્થીતીને પ્રાપ્ત થઇ ગયા છીએ. હવે જાગ્યા ત્યાંથી જ સવાર માની, આપણી ઉછરતી પ્રજાનો ઉદ્ધાર કરવાને આવી ઉકત સંસ્થાઓની શું જરૂર જણાતી નથી?

ટુંકામાં જ જણાવવાનું જે આ પ્રથમનું સમ્મેલન આ વીષયને એક ઘણોજ જરૂરનો ગણશે. અને તે સંબંધે પુખ્ત વીચાર ચલાવી તેમાંથી કાંઇક નવીન ઉદ્ભવના કરશે જ, એવી આશા રાખું છું.

ઉકત સંસ્થાઓના સ્થાપનથીજ કાંઇ કાર્ય થયું ગણાય નહીં પણ તે સંસ્થાઓમાં ભાગ લેવાને વીદ્યાર્થીઓનો ખંત કેમ વધે તે તરફ ખાસ કરીને લક્ષ ખેંચવાનું છે. અને તેને માટે તેઓને ઉત્તેજન આપવાને કાંઇ ઉપાયો યોજવા જોઇએ. આપણી કોમે આ બીનાને તદ્દન ધીક્કારી કાઢવા જેવી નથી. પણ તેના સ્થાપન બાદ તે કલ્પદ્રુમનો અનુભવ જ્યારે આપણાં બાળો લેશે. અને તેમાંથી ઘણાં જ ઉત્તમોત્તમ પરીણામો જ્યારે નીપજતાં આપણે આપણાં ચક્ષુથી નીહાળીશું, ત્યારે જ આપણને તે રસના સ્વાદની ખબર પડશે.

હાલની વ્યવહારીક રીતીઓ અને વ્યવહારીક જ્ઞાનમાં જેટલા ખંતથી આપણાં બંધુઓ પૈસાનો વ્યય કરે છે. તેના કરતાં આવી ઉત્તમ રીતોમાં પૈસાનો વ્યય કરવામાં આવે, તો તેનાં કેવાં સુંદર પરિણામો નીપજે, તેનો વીચાર શ્રોતાઓ કરશે કારણકે પૈસા વીના આવી સંસ્થાઓના વીચારો હવાઇ કીલા બાંધવા રૂપ છે. તેથી પહેલ વહેલાં તો આપણાં સંપત્તીના સેવકોની આપણને જરૂર છે અને તેની સાથે આત્મભોગી સેવકોની પણ જરૂર છે. અને આ ખોટ જો પુરી પડે તો પછી હક્તે હક્તે આવી સંસ્થાઓનો વીશાલ ઉદ્ભવ પણ કરવાને આપણે શકતીમાન બેશક થઇ શકીએ.

મેં પ્રત્યક્ષ અનુભવ્યું છે જે—ઘણા જૈન વીદ્યાર્થીઓ પોતાની જીંદગીને વીદ્યાદેવીનાજ ચરણમાં અર્પણ કરવાને ખુશી હોય છે, પણ તેઓ નીરાધાર નીર્ધનોને તે લાભ આપવાને એવા જૈન વીરનરોની જ મોટી ખોટ છે. સંપતીના સેવકોને જરાપણ વીચાર થતો નથી, જે આવી સંસ્થાઓ સ્થાપી આપણાં ઉછરતાં ધર્મબંધુઓનો ઉદ્ધાર કરીએ.

આપણામાં ભણનારાઓ ઘણા પડયા છે, પણ તેને ભણાવનારાઓની જ મોટી ખોટ છે. તો હવે આ ખોટ ખાસ કરીને પુરી પાડવી તે આપણી ફરજ છે, અને તે ખોટ પુરી પાડવાને ઉપર કહી ગયાં મુજબની સંસ્થાઓની સ્થાપનાનાં સ્વપ્નો જ્યાં-સુધી આપણે નીહાળશું નહીં, ત્યાંસુધી સર્વ કાંઇ નકામું છે.

આપણાં જૈન બંધુઓ સારી રીતે જાણે છે, જે જ્ઞાનદાન સમાન એકપણ દાન નથી, અને એવા દાનને આપી કેવો અલભ્ય લાભ પ્રાપ્ત કરવાનો છે, તેજ જો હૃદયમાં ઉદ્ભવે તો આ કાર્ય કંઇપણ કઠીણ નથી.

ચાલુ સમયમાં મોટી મોટી પદવીઓ પ્રાપ્ત કરવા યા તો માનને ખાતર જે લાખો રૂપીઆનો છુટથી ઉપયોગ થાય છે, તેનાં કરતાં આવાં જ્ઞાન પ્રાપ્ત કરવાના કલ્પદ્રુમોને પોષવાને અર્થે મારા વ્હાલા અને અજ્ઞાન નીદ્રાગ્રસ્ત થએલા બંધુઓનાં ચક્ષુઓ કયારે ખુલશે અને તેઓના સંપતીના ભંડારોનો ઉત્તમ વ્યય આવા ઉત્તમ માર્ગમાં કયારે થશે. એ જોવાની ઉત્સુકતામાં આ વિષયને પૂર્ણ કરવાની રજા લઉં તે પહેલાં એક બીના જણાવવાની કે—

જેવી રીતે આપણે આપણાં બાળકોને ભણાવવાને માટે વીચારો વહીએ છીએ તેની સાથે આપણે આપણી બાળીકાની સ્થીતીનો વીચાર પણ ભુલી જવાનો નથી. કારણ કે એ નિઃશંક વાત છે. જે જન્મ સ્થાનથી ઉદ્ભવેલા અર્થાત્ પડેલા સંસ્કારો આગળ ઉપર પણ સારી યા નરસી અસર કરે છે જ. અને તેથી કરી મનુષ્યની જીંદગીનો સઘળો આધાર જન્માવસ્થાના સંસ્કાર ઉપર રહેલો છે, એમ કહીએ તો પણ જરા ખોટું નથી. અને તેટલાજ માટેજ પ્રસીદ્ધ લડવૈયા નેપોલીઅન બોનાપાર્ટની કહેવત જગ જાહેર થઇ પડી છે. અર્થાત્ તે અસરકારક ગણી શકાય છે જે—

કહે નેપોલીઅન દેશને કરવા આબાદાન
સરસ રીતતો એજ છે. દ્યો માતાને જ્ઞાન

આ ઉપરથીજ આપણે ખુલ્લી રીતે જ જાણી શકીએ છીએ જે ઉત્પત્તી સ્થાન જ અજ્ઞાન હોય તો તેમાંથી ઉદ્ભવેલ પ્રજાના ઉપર અજ્ઞાનતાના જ સંસ્કારો પડે જ તેમાં શું આશ્ચર્ય હોઈ શકે ? તો પછી તે સ્ત્રીવર્ગને પણ કેળવણી આપવાની શું જરૂર નથી. ? ધાર્મીક કેળવણીની સ્ત્રીવર્ગમાં જબરજસ્ત ખામી હોઇને જ તેમાંથી ઉદ્ભવેલી પ્રજા પોતાની અમુલ્ય જીંદગીને રાખમાં રગદોળી નાંખે છે. આથી શું મારા વ્હાલા બંધુઓને જરા પણ અસર નથી થતી ?

વળી વૈધવ્ય પ્રાપ્ત કરેલી સ્ત્રીઓને માટે પણ ઘણીજ હૃદય દ્રવીત વાત છે. જે તે સમય ગાળવાને અર્થે પણ શાળાની ખામી છે.

આ ઉપરથી કોઇ એમ સ્વાલ કરશે જે ઉપરનો દરેક બાબતમા શાળાની હકીકત દર્શાવેલી છે. તો જણાવવુ તે પણ જરૂરનું છે જે ખાલી એકલી શાળાજ હોવી જોઇએ એમ કહેવાનું નથી પણ તે શાળાઓની સ્થાપના બાદ તેઓની સ્થીતી સુધારવાને અર્થે –"હુન્નર શાળાઓની" પણ જરૂર છે. અને મનને આનંદમા રાખવાને ઉત્તમ–"સગીતશાળાઓનો" પણ જરૂર છે. પણ આ બધું રફતે રફતે થવાથી આનંદનો લહેરી લેવાય છે. એકીસાથે સઘળું કરવાનો પ્રયત્ન–નીષ્ફળતા મા જ પુર્ણ થાય છે. જેથો આ સઘળું આપણી આત્મીક અને વ્યવહારીક જીંદગીને પણ સાનુકુળ ગણી શકાય તે મુજબ આસ્તેથી કામ લેવાથી હમેશા કાર્યની સફળતા જ થાય છે. અને હમેશા હીંમતથી જ પાર પડે છે.

કારણ કે ધીરજ અને ખંતથી મોટા પર્વતોનો પણ પાર પમાય છે.

" Patience And Perseverance over come Mountains"





परमगुरुश्रीविजयधर्मसूरिभ्यो नमः।

# जैन साहित्यमें पदार्थकी व्यवस्था।

(लेखक, न्यायतीर्थ-न्यायविशारद-प्रवर्तक श्रीमंगलविजयजी महाराज )

निर्वाणमार्गे वरसार्थवाहं प्रणाशिताशेषकुवादिवृन्दम् ।
प्रकाशिताशेषपदार्थसार्थं नमामि भक्त्या प्रभुवीरदेवम् ॥१॥
प्रमाण-नय-निष्णातं, ज्ञानदाने बृहस्पतिम् ।
गुरुं विजयधर्माख्यं सूरिं वन्दे निरन्तरम् ॥ २ ॥

यह बात सर्वत्र प्रसिद्ध है कि, सर्वदर्शन शास्त्रोंमें जैनसाहित्य जैसा संसारभरमें कोई भी दूसरा साहित्य नहीं है। जब तक, जिसने जैनसाहित्यको यथार्थ नहीं देखा है तब तक, उसके रहस्यको पाना बहुत कठीन ही है। क्योंकि उसमें जीवादि पदार्थोंका और कर्मोंका बन्धन-मोचनका प्रकार ऐसा बतलाया गया है कि, उसको जानकर फिर हम अपने अन्तःकरणमे शंका रूपी डाकीनीका प्रवेश कभी नहीं करा सक्ते हैं। क्योंकि संशय वहां पर हो सक्ता है, जहां मायाजालकी तरह वस्तु बतलाई, गई हो और वास्तविक पदार्थोंका यथार्थ कथन न कहा गया हो । परन्तु यहां पर यह शैली हमलोग स्वप्नमें भी नही देखते हैं, यहां तो जीवको कर्मके साथ फसनेका और उनसे मुक्त होनेका उपाय स्पष्ट ही विस्तार पूर्वक दिया गया है। तात्पर्य यह है, कि जैनसाहित्य जैसे अगाध सिन्धु-भंडारसे कोई विषय अवशिष्ट नहीं रहा है कि जिससे हम लोग उसका शरण छोड, दूसरेका अवलंबन करे। और परमार्थसे

यदि कहा जाय तो यही कहना पडेगा कि, इस साहित्यके भीतर रहे हुए पदार्थोंका प्रत्येक दर्शनकारोंने निःसकोच रूपसे स्वीकार किया है। और इस तौरसे अपने शास्त्रको प्रतिपादन करनेके लिए कोशिश की है। अतएव कोई भी जैन शब्दसे विमुख नही हो सक्ता है।

जैनसाहित्यको जाननेकेलिये प्रमाण और नय यह दो साधन मुख्य हैं। और उनके द्वारा ही हम जैनसाहित्य रूपी गुप्त किलेको सर कर सक्ते हैं। ये दोनों साधन, उसके रक्षक होनेसे सर्व सामग्री इनके ही हाथमें है। जब इन दोनोंकी सहायता मिलेगी, तब पदार्थोंके रहस्यको पानेमें बिलकुल देर लगेगी नहीं।

उसके अधिगमके दो भेद हैं:—

एक स्वार्थाधिगम, दूसरा परार्थाधिगम। उसमें स्वार्थाधिगम तो मति-श्रुत-अवधि-मनःपर्याय-केवलज्ञान रूप है। और परार्थाधिगम शब्दरूप है। इस शब्द रूप परार्थाधिगमके भी दो भेद हैं। एक प्रमाणात्मक, दूसरा नयात्मक। सर्वांशसे वस्तुको ग्रहण करनेकी जिसमें शक्ति है, वह प्रमाणात्मक है। और प्रमाणसे प्रकाशित किया गया जो पदार्थ, उसके एक अंशको विशेष रूपसे प्रकाश करने वालेको नय कहते हैं। इसलिये, स्याद्वाद और नययुक्त श्रुतप्रमाणसे प्रतिपर्याय सप्तभंगीवाले जीवादी पदार्थोंको जानना, उनको ही प्रमाणसप्तभंगी और नयसप्तभंगी के नामसे निर्देश किया है। अब उनके सामान्य लक्षण कथन पूर्वक विशेष लक्षण कहा जाता है।

एक ही वस्तुमें रहा हुए सत्त्वासत्त्व-ज्ञेयत्त्व-प्रमेयत्त्व-वाच्यत्त्वादि अनेक धर्मोंके बीचमें, प्रत्येक धर्म विषयक प्रश्नके वशसे और प्रत्यक्षादि प्रमाणोंके अविरुद्ध जो विधि-प्रतिषेध रूप धर्म, उस धर्मके पर्यालोचनसे तथा स्यात् पदसे चिह्नित वचनका जो सात प्रकार है, उसको सप्तभंगी कहते हैं। सप्तभग ये हैं:-स्यादस्त्येव घटः १ स्यान्नास्त्येव घटः २ स्यादस्ति नास्ति च घटः ३ स्यादवक्तव्यो घटः ४ स्यादस्ति अवक्तव्यश्च घट. ५ स्यान्नास्ति अवक्तव्यश्च घटः ६ स्यादस्ति नास्ति चावक्तव्यश्च घटः ७। अब इनमें यह विचारनेका है कि, इन भंगोंमें सात प्रकारके प्रश्न पैदा होते हैं, इसका क्या कारण है? इसके उत्तरमें यही कहा जा सकता है कि, जिज्ञासाके सात भेद हैं, इस लिये। और जिज्ञासाके सात

